# માલિની

શ્રી રવીન્દ્રનાથ ઠાકુર.

# માલિની.

અનુવાદક

ભકત નરસિંહભાઇ રામભાઈ,

છાત્ર, વિશ્વભારતી, શાન્તિનિકેતન.

પહેલી આવૃત્તી. પ્રત ૧,૦૦૦.

ક્રીંમત પાંચ આના. ।•

## પ્રાપ્તિસ્થાન:—

મેસર્સ વર્ધમાન એન્ડ સન્સ
પાયધોની ટ્રામ જંકશન,
મુંબઇ નંબર ૩





અનુવાદકનાં બીજાં ભાષાન્તરો:—

૧ "વિસર્જન યાને કુરબાની," નાટક, કર્તા શ્રી રબીન્દ્રનાથ ઠાકુર
કિંમત.........છપાય છે.

૨ "ચતુરંગ" એક બૌદ્ધિક કૌશલ્યપૂર્ણ વાર્તા, કર્તા
શ્રી રબીન્દ્રનાથ ઠાકુર કિંમત......છપાશે.

ઉપરનાં પુસ્તકો આ ચોપડીના પ્રાપ્તિસ્થાને મળશે.

# અર્પણપત્રીકા

મિત્ર સ્વ. માધવભાઈ પ્રભુભાઈ ભક્ત,

લઘુબંધુ, ત્હારી સાથે હું મ્હોટો થયો છું, બાલખેલ,

બાલહઠ ને બાલઉત્પાતથી આપણો બાલ્યકાળ

ઉભરાયેલો છે. ત્હારી સ્મૃતિ ખાતર,

ત્હારા પ્રેમ ખાતર ત્હને આ

મ્હારી લઘુકૃતિ સહૃદયે

અર્પુ છું.

# પ્રસ્તાવના.

આ ચોપડીમાંની વસ્તુને નાટક કહી શકાય જો કે એમાં ગાયનો નથી છતાંયે. નાટકમાં ગાયનો ખાસ હોવાંજ જોઇએ એવો કાંઇ ખાસ નિયમ નથી. નાટક એટલે પાત્રોને વદાવતું ઇબારત પછી તે કાવ્ય હોય કે ગદ્ય હોય પણ તેમાં પાત્રો, દૃશ્યોની પરંપરા ને જેમાં કોઇ પણ વાર્તા યા માનવી યા દૈવી કાર્ય થતું બતાવવામાં આવેલું હોવું જોઇએ. નાટકના એ પ્રકારમાંથી આ કરૂણરસાશ્રિત પ્રકારનું છે. એમાં હાસ્યરસને સ્થાન નથી. નાટકનો ઇતિહાસ બહુ ફેરફારોથી ઉભરાતો દેખાયો છે ને દેખાવાનોયે. ભક્તિપૂર્ણ મધ્યમયુગમાં તેનાં લક્ષણો કળાયાં તેમને પ્રાથમિક યુગમાં સ્થાને ન હતું અને ભવિષ્યના આરામપ્રિય યુગમાં ત્હેનાં બંને યુગોમાં મુખ્ય ગણાએલ લક્ષણોને દેશાંતર યે કરવામાં આવે.

આ નાટક મૂળ કવીન્દ્ર રવીન્દ્રનાથ ઠાકુરના એજ નામના નાટકનો મૂળ કાવ્યાકારમાંથી ગદ્યાકારે પ્રગટ થતો અક્ષરસહ અનુવાદ છે. ખાસ કરીને ઘણાખરા સમઅર્થ બતાવનારા ગુજરાતી શબ્દો વાપરવા ખાસ પ્રયત્ન કરવામાં આવેલ છે. બંગાળી જાણતા ભાઇઓ તથા બ્હેનો જો આ બંને (ગુજરાતી ને બંગાળી) કૃતિઓ તપાસતાં ભૂલો જુએ તો સૂચવતાં બીજી આવૃત્તિ વખતે કાઢવી પડે તે વખતે સુધારો કરવાને ઉત્સુક

રહીશ. મૂળમાંથી બીજી ભાષામાં આણતાં વિકૃતિદોષ થવાનો અચ્ચુક સંભવ. ત્હેમાંથી હું યે મુક્ત તો નથીજ એમ મ્હને માલમ છે. તો તેની વિકૃતિઓ મ્હારીજ ગણવી.

જ્યારે ગુજરાતને પોતાનીસ્દષ્ટિ કરી લખનારા, મહાબુદ્ધિમાન ગભીર વિચારકોની વાનીઓની જરૂર છે ત્યાં આ અનુવાદ ધરતાં શરમાઉં છું. પણ કેટલાક ભાઇઓ જેઓ ગુર્જરસાહિત્યને ફાલ્યુંફૂલ્યું, સમૃદ્ધ જોવાની અપેક્ષા રાખે છે તેમાં યે કેટલાએક એમ માનવાવાળા પડ્યા છે કે ત્હેમની જ્ઞાનસપાદન કરવાની શક્તિ કેટલી ખીલી છે તથા ત્હેમને ખાસ વિષયોમાંથી એ શું શું ગ્રાહ્ય કરવાની અણીએ પ્હોંચ્યા છે તે તેનો પરિચય પોતાની અનુવાદ કરવાની શક્તિથી સ્થાપી શકે. એવા ભાઇઓ પોતાનું સરજેલું કાંઇક લખે તો છેજ પણ વખતે તેથી ગુર્જર સાહિત્ય ખરેખર સમૃદ્ધિમાન થશે કે નહિ તે વિષયે ઢચુપચુ નિર્ણયવાળા હોવાથી તેઓ તે પ્રગટ કરતા નથી. ત્યાં સુધી ગુજરાત ત્હેની રાહ જોતું રહેશે જ્યાં સુધી તેઓ પોતે પોતાની authority બતાવતા નહિ થઇ શકે ત્યાં સુધી. ત્યાં સુધીના વચગાળામાં તેઓ જગપ્રસિદ્ધ, પોતાના સંસ્કૃતિમય સાહિત્યમાં ઉંચા સ્થાને વિરાજમાન વિચારક મહા બુદ્ધિમાન પુરુષોની ત્હેમને પ્રિય લાગતી કૃતિઓના અનુવાદથી ગુર્જર સાહિત્યની સેવા કરે. પછી પોતાને ખાતરી થતાં કે મ્હારૂં લખ્યું પણ ઠીક લોકો જાણી શકે અને હિસ્સેદાર બની શકે તેવું છે તો તેઓ ત્હેમની સ્વકૃ-

તિઓથી ગુર્જર સાહિત્યને ફાલ્યુંફૂલ્યું કરવા ખાતર તેઓ હેમને ધરવામાં શરમાશે નહિ. ઘણાઓને એમ યે લાગે છે કે આ પ્રમાણે અનુવાદોથી ગુર્જરમાનસદશા પડે છે, સૃજન લેખકો પાકતા નથી, પણ જે વખતે મોડર્ન રીવ્યુના અધિપતિ શ્રી. રામાનંદ ચેટરજી જેવા વિદ્વાન પત્રિકાકાર ગુર્જરસાહિત્યના હેમના હેમની પત્રિકામાં રાજ્યમાન ઝવેરીથી થતા review ઉપરથી મેળવેલ જ્ઞાનથી ઉત્તરબંગીય સાહિત્ય પરિષદમાં, "ગુજરાતીઓની સંખ્યાના પ્રમાણમાં હેમના સાહિત્યની કુદકે ને ભુસકે વધતી જતી ઉત્કર્ષતાને જોઇ જગતને અદેખાઇ આવે છે" લગભગ એના જેવું કાંઇક મુક્ત કંઠે વદે તે પણ સઘળાને જાણીતું છે, અને હેનું કારણ એમાં થતાં અનેક ભાષામાંથી અનેક અનુવાદોનું પરિણામનો અંશ ઉપર તરતો દેખાયો છે તેજ છે એમ મ્હારૂં માનવું છે. કેટલાકને એમ ભાસે છે કે આ પ્રમાણે અનુવાદોથી સાહિત્ય પરોપજીવી થઇ જવાનો સંભવ છે, પણ હેમને જરા ઉંડો વિચાર કરતાં જણાશે કે જગતપ્રસિદ્ધ જરમન સાહિત્ય, ફ્રેંચ તેમજ અંગ્રેજી સાહિત્યમાં અનુવાદોની સંખ્યા ગણવા જઇએ તો મૂળસૃષ્ટિકર્તાઓની સંખ્યા કરતાં અનુવાદકો કેટલાયે ગણા માલમ પડશે. પોતાના સાહિત્યમાં વિચારકો વધારે હોવા છતાંયે સાહિત્ય એકદષ્ટિગામી થઇ જવાનો સંભવ રહે છે, તેથી હેમનો વિશ્વસાહિત્ય સાથેનો જોગ તૂટે છે. માટે મ્હારૂં માનવું છે કે ગુર્જર સાહિત્યે ઘણા લેખકો ન પાકયે સાહિત્યનો ધ્વંશ થશે એમ માનવું એ યે અનુવાદો ઓછા થાય

અને સ્વકૃતિઓ પ્રગટ કરાવતા લેખકો વૃદ્ધિગત થાય એવી માન્યતાના આવેગથી કલુષિત થયેલું છે. છતાંય આપણને લેખકો સ્વસૃષ્ટિકાર બનવાને પુરતો પ્રયત્ન આદરવાની જરૂર છેજ છે. એ પણ એક પ્રભુની બક્ષિશ છે કે સ્વસૃષ્ટિકાર લેખક બની અમુક સાહિત્યે જનમવું. વ્યાપારપ્રધાન દેશમાં, વાણીયાવટુમાં ખપેલા દેશમાં–અંગ્રેજ, અમેરિકનો અને ભારતીય ગુજરાતીઓ ત્હેમના વ્યવસાયને લઇ એ સૃજનશક્તિ કમ ય ધરાવતા હોય. પણ તેથી ત્હેમની મનોદશા ગુલામી બની જશે એવું માનવું એ ખામખ્યાલી ભર્યું છે.

આખરે હું ગુર્જરભાષાનુરાગીઓને આ ચોપડી ગુર્જરસાહિત્યને આટલા અંશે–પછી તે કિંચિત્ પણ હોય તેની પરવા રાખ્યા વિના–સમૃદ્ધ કરૂં છું એવું વિચારી ઉપાહાર તરિકે ધરૂં છું. તેઓના હાથમાં એમાં હું કેટલે અંશે ફાવ્યો છું તે કળવાનું રહ્યું.

આ નાટકમાં માલિની "નવધર્મ"ની પ્રચારક હોઇ રાજમહેલ છોડી ગરીબાઇ વસુંધરાને કયાં આગળ ગ્રાસ કરી જવા ટાંપી રહી છે તેનો પરચો મેળવવા ખાતર ગરીબ ગૃહે જવાને પોતાની મા તથા પોતાના બાપને પોતાની "મહાક્ષણ નિકટ આવી છે," એવા કાસ્યપના દેવસમા ભવિષ્યવાણી સૂચવતા શબ્દોનો અમલ આણવા દેશનિકાલ જવા ખાતર આગ્રહ કરે છે. સુપ્રિય એ જ્યોતિર્મયી, નવધર્મ–પ્રચારક, જુના કીટપતંગે કાતરેલ જડપ્રથાધારી ધર્મને ધ્વંશ કરનાર

દેવીને સર્વજયી અને સર્વ શાસ્ત્રસર્વોપરિ જુએ છે અને ક્ષેમંકર સાથના વાદવિવાદમાં મરતાં મરતાં યે " તું વિજયી થઇ છે " એ શબ્દો બોલે છે. સુપ્રિય અને ક્ષેમંકર વચ્ચેના બંધુ વિરોધની કટોકટીનો પ્રસંગ આકર્ષક ને બોધક છે. એમાં બંધુ-મિત્ર દ્રોહ કરતાં ( તે ઉપરથી સૂચના થાય છે કે બધાયે દ્રોહ કરતાં ) આત્માદ્રોહ વધારે ખરાબ અને જગતને અધ્યાત્મિક દૃષ્ટિએ વધારે નીચો પાડનાર, બંધુદ્રોહ કરતાં આત્મદ્રોહ મહાપાતક એમ બતાડવામાં આવ્યું છે. ક્ષેમંકર પણ એક બુદ્ધિમાન વ્યકિત છે અને પોતાની માન્યતા બર લાવવા વિદેશે જઇ વિદેશથી સૈન્યદળ લાવી નવધર્મને સમૂળો ઉખેડી નાંખવા sincerely પગલાં લે છે. ત્હેનો સહૃદયી મિત્રપ્રેમ દાખલારૂપ છે. નાટકમાંનો બ્રાહ્મણગણ એ સાધારણ જનસમુહ mob તરીકે આલેખાયેલ છે અને ત્હેના ગાડરીઆ પ્રવાહનું વહેણ નિર્દોષ રાજદુહિતાને દેશનિકાલ ઘસડી જવા તત્પર થાય છે. તે યે સરસ રીતે આલેખવામાં આવ્યું છે. સર્વ સ્થળે બૌદ્ધિકને તાર્કિક દલીલો રજુ કરતાં દરેક પાત્રોને ચિતરવામાં આવ્યાં છે.

છેવટે આ નાટકના અનુવાદ કરવાની મ્હને મંજુરી મળેલ નથી છતાં કવિવરની-ગુરૂદેવની એટલી બધી સાગરસમ ઉદાર વૃત્તિનો એકાદ બેવાર અંગત પરિચય પામ્યા પછી વારંવાર ત્હેમને

રજા માગવા આપવાની ઉપાધિથી પજવવા એ મ્હેં ઉચિત ધાર્યું નથી. ને આમ કરવામાં વિના રજાએ મજકુર નાટક પ્રગટ કરવામાં કોઇ પણ દોષ હોય તો ત્હેમની સંસ્થાનો આ એક છાત્ર ત્હેમની પાસે જાહેર માફી માગી લે છે ને માગશે. તથાસ્તુ.

સીસોદરા, પોષ્ટ વેસ્મા, નવસારી<br>તા૦ ૨-૫-૨૪ વાર શુક્ર } અનુવાદક.

---

# માલિની.

## પ્રથમ દૃશ્ય.

રાજાન્તઃપુર.

**માલિની અને કાશ્યપ.**

**કાશ્યપઃ—**

ત્યાગ કરો, વત્સે, સુખઆશા ને દુઃખભય ત્યાગ કરો; વિષયપિપાસા દૂર કરો; સંસાર બંધન તોડો; પ્રમોદપ્રલાપ ચંચલતા છોડો; ચિત્તમાં ધ્રુવશાન્ત, સુનિર્મળ જ્ઞાનનો પ્રકાશ રાત્રિદિવસ લો;—મોહશોક પરાભૂત થાવ્.

**માલિનીઃ—**

ભગવન્ હું રૂદ્ધ છું, આંખે દેખતી નથી; હું સંધ્યાના પાંખડી બીડાએલ પદ્મની કળીએ આબદ્ધ ભ્રમરી છું,—સુવર્ણ રેણુઓમાં મરેલ લગભગ જડ જેવી છું. છતાંયે જ્યારે ત્હમે કૃપા કરો છો ત્યારે મુક્તિનું સંગીત કાનમાં આવી ભણકારે છે.

**કાશ્યપ:—**

આશીર્વાદ દઉં છું, રાત્રી પુરી થશે,—ત્હારૂં પુષ્પ કારાગાર જ્ઞાન સૂર્ય—ઉદય—ઉત્સવે જાગ્રત થએલ આ જગતના જયજયરવે, શુભ લગ્ને, સુપ્રભાતે ઉજળશે. તે મહાક્ષણ નિકટ આવી છે. ત્યારે, હું તીર્થપયટને ચાલ્યો

**માલિની:—**

દાસીના પ્રણામ સ્વીકારો.

[ **કાશ્યપનું પ્રસ્થાન.**

મહાક્ષણ આવી છે ! અંતર ચંચળ છે, જાણે પદ્મદલ ઉપર વારિબિંદુ રણી વડે તેમ. આંખ બંધ કરી આકાશનો કોલાહલ કાને સાંભળું છું; મ્હને ઘેરીને કોણ જાણે કોઇએ શી તૈયારીઓ કરી છે, અદૃશ્ય મૂર્તિ ફરી ફરી આવે જાય છે, કોઇ વાર વિદ્યુતની માફક પ્રકાશ ચમકે છે; વાયુનાં તરંગ જેટલા અવાજ કરૂં છું તેટલા પ્રત્યાઘાત કરે છે. વ્યથાની માફક જાણે કે કાંઇક મ્હારા અંતરમાં આજે વારંવાર વાગે છે.—મ્હને કાંઈ સ્હમજણ પડતી નથી કે જગતે મ્હને કોણ બોલાવે છે.

[ **રાજમહિષીનો પ્રવેશ.**

**મહિષી:—**

મારે મા, શું કરૂં ત્હારે માટે ! એ બચ્ચી, આ બધું શું ત્હને કદિ શોભે, આ ત્હારી કુંવળી નવીન ઉંમરે ? ક્યાં ગયાં વેશ ભૂષણો, આભરણો ક્યાં ? મ્હારી સોનાની ઉષા સુવર્ણ પ્રભાહીના; એ પણ શું મ્હારી આંખે સહ્યું જાય ?

**માલિની:—**

શું કોઈપણ દિવસ રાજાને ઘેર ભિખારિણી નહિ જન્મે ? દરિદ્રના કુળમાં તું જે મા જન્મી છે તે શું ભુલી ગઇ, રાજેશ્વરી ? ત્હારા તે બાપની દરિદ્રતા જગત વિખ્યાત; કહે મા તે ક્યાં જશે ? તેથીજ ત્હારા બાપની ગરીબાઇ અલંકાર માફક મ્હારા સર્વ અંગે, મ્હારી મા, મ્હેં ધારણ કરી છે.

**મહિષી:—**

ઓત્તારી, પોતાના બાપના ગર્વે મ્હારા બાપને મ્હેણું મારે છે ? અરે અહંકારી છોડી, તેથીજ ત્હને ગર્ભે ધારણ કરી હતી કે શું ? જાણેછ, મ્હારા પિતા ત્હારા પિતા કરતાં સોગણા ધની, તેથીજ ધનરત્ન સંબંધી ત્હેમની આટલી બધી બેદરકારી !

## માલિની:—

તે તો સઘળાજ જાણે. જે દિવસ ત્હારૂં પિતૃત્વ, પિતૃધન લોભે ત્હેં ત્હારા પિતાને છોડયા, ત્હેમણે મનક્ષોભથી ગૃહ છોડયું. સર્વ ધનજન, સમ્પત સહાય મન દુભવ્યા વિના ત્યાગ કર્યાં; માત્ર સંભાળપૂર્વક પૈતૃક દેવતામૂર્તિ શાલિગ્રામશિલા દરિદ્ર ઝુંપડીએ લાવ્યા. તે ત્હેમનો ધર્મ, મા, ત્હેં મ્હારા જન્મ કાળે આણી આપ્યો છે, બીજું કાંઈ નહિ. મા, ત્હારા પિતૃભવનનું દરિદ્ર ધન ત્હારી કન્યાના હૃદયમાં હંમેશા રૂહોને. મ્હારા પિતાનું જે કાંઈ ઐશ્વર્ય, ધનરત્નભાર છે તે રાજપુત્ર માટે રૂહો.

## મહિષી:—

મ્હારી મા, ત્હને કોણ સ્હમજે ! વાત સાંભળી, જાણુતી નથી કે કેમ આંખોમાં જળ આવે છે. જે દિવસ વાકયહીન, મૂઢ શિશુ ક્રંદન કલ્લોલે માતાને વ્યાકુળ કરી ખોળામાં આવ્યું, ત્યારે કોણ જાણતું કે તેજ ક્ષુદ્ર, મુગ્ધ મુખ બે દિવસ પછી આટલી બધી વાત કરશે ! ત્હારા મુખ તરફ તાકી રહું છું કે ભયથી છાતી કાંપે છે. ઓ મ્હારી સોનાની છોડી, એ ધર્મ કયાં પામી, શું શાસ્ત્રવચન ?

મ્હારા પિતાનો ધર્મ તે તો પુરાતન, અનાદિ કાળનો, પણ, માડી, એ જે ત્હારો સૃષ્ટીવિનાનો, વેદવિનાનો ધર્મ તદ્દન નવો, આજનો ઘડયો, વિધર્મી સન્યાસી કયાંથી ઘરે આવે છે? જોઈને હું ત્રાસે મરૂં છું, કેવા મંત્રો તેઓ શીખવે છે, સરળ હૃદયને મિથ્યાની જાળે જકડે છે? લોકો નથી ક્હેતા કે બૌદ્ધ ધર્મીઓ પિશાચ પંથી, જાદુ વિદ્યા જાણે, તેઓ પ્રેતસિદ્ધ છે. મ્હારી વાત કાનમાં લે, મ્હારી બચ્ચી.—ધર્મ શું શોધવાનો હોય? સૂર્યની માફક ધર્મ ચિરજ્યોતિર્મય ચિરકાળ છે. તું તેજ ધર્મ લે, તે પથ સરળ છે—ભક્તિભરીરીતિએ વ્રત–ક્રિયા–કર્મ લે. રાત્રી દિન શિવપૂજા કર, ત્હારે લાયક સ્વામી વર માગી, બચ્ચી, લે. તે પતિ ત્હારા સમસ્ત દેવતા થશે, એ વાત સરળ છે. શાસ્ત્રજ્ઞાની પંડિતો સત્યાસત્ય, ધર્માધર્મ, કર્તા-કર્મક્રિયા, અનુસ્વાર, ચન્દ્ર બિન્દુ સંબંધી વિચાર કરી મરો. પુરૂષનો દેશ ભેદે, કાળ ભેદે, પ્રતિ દિવસનો સ્વતંત્ર નવો ધર્મ; સદા હા હા કરી શાન્તિ માટે સંદેહ સાગરે તેઓ ફરે અને શાસ્ત્ર સંબંધે કાપાકાપી કરે. રમણીનો ધર્મ પતિપુત્રરૂપે વક્ષે ખોળે ચિરદીન સ્થિર છે.

[ રાજાનો પ્રવેશ ]

રાજા:—

કન્યા, હમણાં કેટલાક દિવસ સુધી ક્ષાન્ત થા. ઉપર તોફાનનાં વાદળાં ઉતરી આવે છે.

મહિષી:—

ક્યાંથી ખોટો ભય આણ્યો, મહારાજ ?

રાજા:—

મ્હોટું જુઠું નહિ, હાયરે મુર્ખ છોકરી, જો ઘરમાં નવધર્મ આણવા ચાહતી હોય તો, શું તે વર્ષાનદી એકદમ તટ ભાંગી દેશવિદેશના દૃષ્ટિપથે પ્રકાશ થશે ? શું ત્હેને લજ્જા, ત્રાસ નથી ? પોતાનો ધર્મ પોતાનામાં સંગોપને રહે છે કે જેથી સર્વનરનારી તે દેખીને દ્વેષ કરે નહિ અને કઠોર પરિહાસ કરે નહિ. ધર્મને રાખવા ચાહતી હોય તો મનમાં મનમાં રાખ.

મહિષી:—

મહારાજ, મ્હારી દીકરીની શા માટે નિંદા કરો છો ? જાણે કેટલી અપરાધી હોય. તેમ શું આજ રાજનીતિ-કુટિલતા શિક્ષા શિખવવા આવી ? સંતાઈને કામ કરશે,

ધર્મને રૂંધાવી દઇ ! તે છોકરી મ્હારી નથી. સાધુસન્યાસીની પાસે ઉપદેશ લે છે, પુણ્યકથા સાંભળે છે, સજ્જનોની સેવા કરે છે, હું તો કાંઈ સ્હમજતી નથી કે ત્હેને કોણ દોષ દેશે, ભય કો'નો વળી !

રાજા:—

મહારાણી, પ્રજાગણ અતિશય વ્યાકુળ બન્યો છે. તેઓ માલિનીને દેશનિકાલ કરાવવા માગે છે.

મહિષી:—

શું કહ્યું ! દેશનિકાલ કો'ને? માલિનીને? મહારાજ, ત્હમારી કન્યાને ?

રાજા:—

ધર્મનાશ આશંકાથી બ્રાહ્મણોનું દળ એક થઇ–

મહિષી:—

ધર્મ બ્રાહ્મણોજ કેવળ જાણે ? બીજો ધર્મ નથી ? ત્હેમની પોથીઓમાં લખેલું સર્વ સત્ય, બીજે ક્યાંય આ વિશ્વ સંસારે ત્હેની રેખા નથી ? બ્રાહ્મણો ક્યાં છે, બોલાવી લઇ આવો; મ્હારી છોકરી પાસે ધર્મ કો'ને કહે તે શીખી

લેવા દો. ત્હેમના જીવડાંઓથી કતરાએલા ધર્મને ધિક્, ધિક્, ધિક્! ઓ દીકરી, હું ત્હારો નવમંત્ર લઇશ, હું બ્રાહ્મણનાં જીર્ણશાસ્ત્રદોર તોડી નાંખી દઈશ. ત્હને દેશનિકાલ મોકલશે? મહારાજ, નિશ્ચિંત બેઠા છો? મનમાં વિચારો એ કન્યા ત્હમારી કન્યા; સામાન્ય બાલિકા, તેમ નથી. એ દીપ્ત અગ્નિશિખા છે. હું આજે કહું છું કે સાંભળી લ્યો વાત–આ કન્યા માનવી નથી, એ કોઇ દેવતા, ત્હમારા ઘેર આવી છે. અવજ્ઞા કરશો નહિ, કોઇ દિવસ અકસ્માત રમત ભાંગી દઇ ચાલી જશે—ત્યારે હાહાકાર કરશો–રાજ્યધન સર્વ આપતાં યે પાછી પામશો નહિ.

માલિનીઃ—

પ્રજાની પ્રાર્થના પુરી થાવ. મહાક્ષણ નિકટ આવી છે, પિતા, મ્હને દેશનિકાલ કરો.

રાજાઃ—

શા માટે વત્સે, પિતાના ભવને ત્હને શાનો અભાવ છે? બહારનો સંસાર કઠોર, દયાહીન, તે શું દીકરી, પિતૃમાતૃક્રોડ દીઠાં?

માલિની:—

સાંભળો પિતાજી,—જેઓ મ્હને દેશનિકાલ કરાવવા માગે છે તેઓ મ્હને માગે છે. ઓ મા, સાંભળ, મા! મ્હારી ચિત્તવ્યાકુળતા સ્હમજાવી શકતી નથી. મ્હને છોડી દે, મા, વિના દુઃખ શોકથી, જેવી રીતે ચ્યુતપાંદડાની માફક. હું સર્વલોકે જઈશ—રાજદ્વારેથી બહારનાં સંસારે મ્હને માગી છે. જાણુતી નથી કે શું કામ છે, મહાક્ષણુ આવી છે.

રાજા:—

ઓ, શિશુમતિ, શું ક્‌હે છ!

માલિની:—

પિતાજી, ત્હમે નરપતિ છો, રાજાનું કર્તવ્ય કરો. મ્હારી જનની ત્હારાં પુત્ર કન્યા એ ઘરસંસાર છે, મા, મ્હને છોડી દે. હવે સ્નેહપાશે બાંધતી રખે.

મહિષી:—

સાંભળ, એકવાર વાત સાંભળ. મુખમાંથી શબ્દો સરતા નથી, ત્હારા તરફ તાકી રહેતાં વિસ્મિત થઇ રહી છું. અરે

ઓ, જ્યાં જન્મી હતી ત્યાં શું ત્હારે માટે સ્થાન નથી? મ્હારી મા, તું શું જગત્‌લક્ષ્મી છે, શું જગત્‌નો ભાર ત્હારા ઉપર પડયો છે? નિખિલ સંસાર ત્હારા વિના માતૃહીના, ત્હેમની પાસે નવાદરે જઇશ;—અહ્‌મારે મા, તું ચાલ્યે ગયે કોણ છે?

## માલિની:—

હું સ્વપ્ન જોઇ જાગી નિદ્રાના ઘોરમાં જાણે પવન જોરથી પુંકાતો સાંભળું છું, નદીમાં મોજાંઓ ઉછળે છે, રાત્રી અંધારી છે, નૌકા તીરે લાંગરેલ છે—કોણ પાર લઈ જશે, હલેસાં મારનાર નથી—ગૃહહીન યાત્રીઓ (પાર જવાવાળાઓ) સઘળા નિરાશ્વાસ બેઠા છે—મનમાં લાગે છે. ત્યારે હું જઇ શકું—જાણે હું સામા પારનો રસ્તો જાણું છું—જાણે મ્હારા સ્પર્શથી નૌકા પ્રાણ મેળવશે—જાણે પોતાના પૂર્ણ બળે જશે;—કયાંથી મ્હારા મનમાં વિશ્વાસ આવ્યો? હું રાજકન્યા,—બહારનો સંસાર દીઠો નથી—જન્માવધિ અહિં બેસી રહી છું, ચોતરફ સુખની દિવાલો છે, મ્હને કોણ ઘરથી બહાર મોકલે છે તે કોણ જાણે?

મહારાજ, બંધ–સંબંધ તોડી નાંખો; ઓમા, છોડી દે; આજ હું કન્યા નથી, રાજસુતા નથી,—જે મ્હારી અંતરયામી અગ્નિમયી મહાવાણી તેજ કેવળ હું છું.

મહિષીઃ—

સાંભળ્યું કે મહારાજ? આ શબ્દો કો'ના? સાંભળી સ્હમજી શકતી નથી! એ શું બાલિકાના? એ શું ત્હમારી કન્યા છે? મ્હેં શું જાત્તે એને ગર્ભે ધારણ કરી છે?

રાજાઃ—

જેવી રીતે રજની .ઉષાને જન્મ આપે. કન્યા જ્યોર્તિમયી રજનીની *કાંઇ નથી, તે તો વિશ્વજયી ને વિશ્વે પ્રાણ દેનારી છે.

મહિષીઃ—

મહારાજ, તેથી કહું છું તે માયાની સાંકળ ક્યાં છે તે શોધી જુઓ કે જે વડે આલોકપ્રતિમા–પ્રકાશપ્રતિમા

---

* "આ છોકરો ત્હારો કાંઈ થાય છે? એટલે કે ત્હારી સાથે કાંઇ સગાઇ છે?" એ અર્થે.

બંધાઈ પડે. (કન્યાની પ્રતિ) મ્હોં ઉપર કેશ ઝુલી પડે છે, એ શું—કેવો વેશ! છિ, મા! પોતાને આટલો અનાદર. આવ જોઉં, સારી કરી બાંધી દઉં. લોકો ત્હને દેખી શું કહેશે? દેશનિકાલ! એ જો બ્રાહ્મણોનો ધર્મ હોય—ત્યારે મા, નવધર્મનો ઉદય થાવ્—વિપ્રગણ ત્હારી પાસેથી શીખી લ્યો. મ્હોડું જોઉં, મા, પ્રકાશે આવ.

**[ મહિષી અને માલિનીનું પ્રસ્થાન. ]**

**[ સેનાપતિનો પ્રવેશ. ]**

**સેનાપતિઃ—**

મહારાજ, બ્રાહ્મણ વચને પ્રજાગણ વિદ્રોહી થયો છે. તેઓ રાજકુમારીનો દેશનિકાલ ચાહે છે.

**રાજાઃ—**

સેનાપતિ, ત્યારે જાઓ સઘળા સામન્ત નૃપતિને જલદી (બોલાવી) આણો.

**[ રાજા અને સેનાપતિનું પ્રસ્થાન. ]**



## દ્વિતિય દશ્ય.

**મંદિર પ્રાંગણે બ્રાહ્મણગણ.**

**બ્રાહ્મણગણઃ—**

દેશનિકાલ, દેશનિકાલ, રાજદુહિતાનો દેશનિકાલ.

**ક્ષેમંકરઃ—**

વિપ્રગણ, આ વાત સાર રૂપ. આ સંકલ્પ મનમાં દૃઢ રાખજો જાણો છો ભાઇઓ, બીજા કોઇ દુશ્મનથી નહિ ડરીએ, પણ નારી ડરાવે. તેની આગળ અસ્ત્રો છુટી જાય. તર્કયુક્તિ પરાહત થાય, બાહુબળ માથું નીચું કરે—ને નિરાપદે હૃદયમાંહી રાણીની માફક મનોહર અને મહાસર્વનાશ વાસ કરે.

**ચારૂદત્ત.ઃ—**

ચાલો સઘળા રાજદ્વારે, ને બોલો, "રક્ષો રક્ષો, મહારાજ ત્હમારા દરમાંથી સર્પ આર્યધર્મ તરફ નજર કરે છે."

સુપ્રિયઃ—

ધર્મ? મહાશય મૂઢોને ઉપદેશ દો, ધર્મ કો'ને કહે? ધર્મ શું નિર્દોષીનો દેશનિકાલ છે?

ચારૂદત્તઃ—

તું મ્હોટો કુળશત્રુ જણાય છે. બધા કામમાં બાધા દેવા ખાતરજ છે?

સોમાચાર્યઃ—

આપણે સઘળા ધર્મ રક્ષા માટે બ્રાહ્મણસમાજે એકત્ર થયા છે; ત્હેં કયાંથી આવી વચ્ચે અતિશય સુનિપૂર્ણ વિચ્છેદની રેખા, સૂક્ષ્મ સર્વનાશ દેખાડયો?

સુપ્રિયઃ—

ધર્માધર્મ, સત્યાસત્યનો નિર્ણય કોણ કરે! પોતાના વિશ્વાસે મત્ત થઇ શું એમ નક્કી કર્યું છે કે, માત્ર સઘળા દળ બાંધી સત્યની મીમાંસા કરીશું, માત્ર ઉચ્ચરવે? યુક્તિ કાંઈ કામની નથી?

ચારૂદત્તઃ—

હે સુપ્રિય, ત્હારો દંભ અતિશય છે.

**સુપ્રિયઃ—**

પ્રિયંવદ, મ્હને દંભ નથી;—હું અતિ અજ્ઞ—દંભ ત્હેમનામાં કે જે આજ શતાર્થક શાસ્ત્રમાંથી બેએક શબ્દ શીખી નિષ્પાપ, નિરપરાધી રાજકુમારીને ઘરની બહાર ભિક્ષુકના પથે તાણી લાવવા માગે, ત્હેમનાં શાસ્ત્રે અને મ્હારા શાસ્ત્ર બે અક્ષરના પ્રભેદને લઇને.

**ક્ષેમંકરઃ—**

બંધુવર, વચનાસ્ત્રે ત્હને કોણ (હરાવી) શકે !

**સોમાચાર્યઃ—**

સુપ્રિયને બહાર કાઢી મૂકો. વિપ્રગણ એને સભાની બહાર કાઢો.

**ચારૂદત્તઃ—**

આપણે રાજકુમારીનો દેશનિકાલ ચાહીએ છીએ, જે'નો અભિમત નથી તેઓ બહાર જાવ.

**ક્ષેમંકરઃ—**

ઠંડા થાવો, બંધુગણ.

### સુપ્રિય:—

બ્રાહ્મણ મણ્ડલીએ ભ્રમક્રમે મ્હને ચુંટ્યો છે. ત્હમારી છાયા હું એક માણસ નથી. હું શાસ્ત્રવચનનો પ્રતિધ્વનિ નથી. આ બ્રાહ્મણો જે શાસ્ત્રોના અનુગામી છે, તે શાસ્ત્રમાં કયાંયે લખ્યું નથી કે જ્હેની શકિત ત્હેનો ધર્મ. (ક્ષેમંકર પ્રતિ) ચાલ્યો ભાઇ, મ્હને વિદાય દો.

### ક્ષેમંકર:—

વિદાય દઇશ નહિ. તર્ક વખતે માત્ર, તું દ્વિધામય હોય છે, પણ કામ કરતી વખતે તું પર્વતની માફક દૃઢ છે. મ્હારા મિત્ર, જાણતો નથી શું કે ઘોર દુઃસમય આવ્યો છે. આજ મૌન રહે.

મિત્ર જન્માને ધિક્કાર છે. મૂઢતાનો દુર્વિનય હવે સહ્યો જતો નથી. યાગયજ્ઞ, ક્રિયાકર્મ, વ્રતઉપદેશ એજ માત્ર ધર્મ કહી નિઃસંશયે વિશ્વાસ કરીશ? બાલિકાને દેશનિકાલ કરવાથી તે ધર્મની રક્ષા થશે ? મનમાં વિચાર કરી જુઓ, તેણે મિથ્યાને સત્ય બોલી પ્રચાર કર્યો નથી, તે પણ કહે છે, સત્ય ધર્મ, ત્હેનો દયા ધર્મ છે, સર્વ

જીવ ઉપર પ્રેમ;—સર્વ ધર્મમાં એજ સાર,—ત્હેના કરતાં વધારે જે છે, ત્હેનું પ્રમાણ શું?

### ક્ષેમંકરઃ—

ભાઇ, સ્થિર થા, મૂળધર્મ એક ખરો. પણ આધાર વિભિન્ન. જળ એક, પણ ભિન્ન તટે ભિન્ન જળાશય બને છે. આપણે જે સરોવરે પિતૃપિતામહ થયાં પીપાસા છીપાવીએ છીએ, ત્યાં જો અકસ્માત નવજલોચ્છ્વાસ પુરની માફક આવે ને ત્હેની તટભૂમિ ભાંગી નાશ કરે તે ઉચ્છ્વાસ ચાલ્યે ગયે પાળ ભાંગેલ સરોવરે જેટલું પાણી હોય છે તેટલું બહાર ચાલ્યું જશે. ત્હારા અંતરમાં મૂળ છે, સરોવરનું પ્રયોજન નથી,—તે સ્હમજીને તું ભાગ્યહીન સર્વજન માટે સાધારણ જળાશય રાખીશ નહિ,—પૈતૃક કાળથી બંધાયેલી દૃઢ તટભૂમિ, બહુ દિવસની પ્રેમે સતત લલિત સૌંદર્યની શ્યામળતા, સયત્ન પાલિત પુરાતન છાયા તરૂઓ, પિતૃધર્મ, પ્રાણપ્રિય પ્રથા, ચિર–આચરિત કર્મ, ચિર–પરિચિત નીતિ? ભાન છોડી સત્ય જનનીના ખોળે કરેલાં મૂઢ શિશુ નિદ્રામાં મગ્ન હોય છે, જનનીને જાણતાં નથી

ત્હેમને ચેતના દેતાં માતાના શરીરે આઘાત કરીશ નહિ. હંમેશાં ધૈર્ય રાખ, સખે, ક્ષમાયોગ્ય જનોને ક્ષમા કર, ને જ્ઞાનાલોકથી પોતાનું કર્તવ્ય કર.

સુપ્રિયઃ—

આ સેવક ચિરદિન ત્હારો પથગામી છે. હું ત્હારૂં વાકય માથે ચ્હડાવી રાખીશ, તર્કસૂચિ ઉપર સંસાર કર્તવ્ય ભાર કદિ રહી શકે નહિ.

[ ઉગ્રસેનનો પ્રવેશ ]

ઉગ્રસેનઃ—

ક્ષેમંકર, કાર્ય, સિદ્ધ—રાજ્યસૈન્યદળ બ્રાહ્મણનાં વાકય સાંભળી ચંચળ બન્યું છે, આજ તળાવ ભાંગુ ભાંગુ (ફુટું ફુટું) થઇ રહ્યું છે!

સોમાચાર્યઃ—

સૈન્યદળ!

આરૂઢત્તઃ—

એ શું! એ શો કાણ્ડ, ક્રમે વિદ્રોહની માફક એ વિપરીત દેખું છું જે!

સોમાચાર્ય:—

ક્ષેમંકર, એટલે બધે દૂર, એ સારૂં નહિ.

ચારૂદત્ત:—

ધર્મબળથી બ્રાહ્મણનો જય થયો છે, નહિ કે બાહુબળે, યજ્ઞયાગથી સિદ્ધિ થશે સઘળા ભાઇઓ બમણા ઉત્સાહ ભર્યા આવો, મંત્ર પાઠ કરીએ. શુદ્ધાચારથી યોગાસને બ્રહ્મતેજ મેળવીએ. એકમને ઇષ્ટદેવને પૂજીએ.

સોમાચાર્ય:—

સિધ્ધિદાત્રી, જગધ્ધાત્રી દેવિ, તું કયાં છે ! ભક્ત જન તવ પદ સેવ્યે વ્યર્થકામ કદિ થશે નહિ. તું નાસ્તિકોનું દર્પસંહરણ કરે છે. આજે સશરીરે વિશ્વાસનું બળ પ્રત્યક્ષ દેખાડી આપ, પાષન્ડ દલની. સંહારના વેશે સજાઇ હમણાંજ સર્વની સન્મુખે, છુટા કેશે, હાથમાં ખડ્ગ ધારણ કરી, અટ્ટહાસ હસી આવી ઉભી રહે. સઘળા આવો, એક પ્રાણે ભક્તિ ભર્યા સમસ્વરે પ્રલયશક્તિને આહ્વાન કરીએ.

બ્રાહ્મણગણ:—

( સમસ્વરે ) સઘળા હાથ જોડી યાચીએ છીએ— આવ મા, પ્રલયંકરી.

## [ માલિનીનો પ્રવેશ ]

### માલિની:—

હું આવી છું.

( ક્ષેમંકર અને સુપ્રિય સિવાય સઘળા બ્રાહ્મણોના ભૂમિષ્ઠ થઇ પ્રણામ )

### સોમાચાર્ય:—

આ શું દેવી, આ કયો વેશ ? આ તો દયામયી મ્લાનવસ્ત્રે નર કન્યાનો સાજ પ્હેરી આવ્યાં છે. આ કેવું અપરૂપ રૂપ ! એ શી સ્નેહજયોતિ બંને નેત્રે ? આ તો સંહાર મૂર્તિ નહિ ! માતા, ક્યાંથી આવ્યાં ? મનમાં શું ધારી, કયું કાર્ય કરવાને ?

### માલિની:—

ઓ વિપ્રગણ, દેશનિકાલે આવી છું, ત્હમે બોલાવો છો એમ ધારીને.

### સોમાચાર્ય:—

દેશનિકાલ ! ભક્તોના અહ્વાને સ્વર્ગમાંથી દેવ-દેશનિકાલ !

**ચારૂદત્ત—**

હાય, શું કરીશું માતા ! ત્હારી સહાય વિના આ ભ્રષ્ટ સંસાર હવે રહેશે નહિ તો !

**માલિની—**

હું હવે પાછી ફરીશ નહિ. જાણુતી હતી કે ત્હમારાં દ્વાર મ્હારે માટે ખુલ્લાં છે. મ્હારે માટે બેસી રહ્યા છો તેથી હું સુખસંપિત્ત મહીંથી, જ્યારે ત્હમોએ સઘળાએ મળી રાજદ્વારે મ્હારો દેશનિકાલ યાચ્યો ત્યારે, જાગી ઉઠી છું.

**ક્ષેમંકરઃ—**

રાજકન્યા ?

**સઘળાઃ—**

રાજાની દુહિતા !

**સુપ્રિયઃ—**

ધન્ય, ધન્ય !

**માલિનીઃ—**

મ્હને નિર્વાસિતા કરી છે. તેથીજ મ્હારૂં ગૃહ આજ ત્હમારા ઘરે છે. છતાંય એકવાર મ્હને સચ્ચાઇથી કહો

કે સાચ્ચેજ શું મ્હારૂં કાંઇ પ્રયોજન છે, મ્હને માંગો છો ? સાચ્ચેજ શું બહાર સંસારેથી સઘળાએ જ્યારે પોતાની નિર્જન ઓરડીમાં સમસ્ત જગતથી અતિશય દૂર શતભિંતઅંતરાયે રાજઅંતઃપુરમાં એક બાળિકા બેઠી હતી ત્હેને નામ લઈ બોલાવી હતી ? ત્યારે તે તો સ્વપ્ન નહિ ! તેથીજ તો મ્હારૂં હૃદય કાંઇ પણ ન સ્હમજાયે રડયું હતું !

### ચારૂદત્તઃ—

આવ મા જનની, શતચિત્તશતદળમાં કરૂણા ચોપડેલ મુખે એમ તેમ ઉભી રહે

### માલિની :—

આવી છું આજ—પહેલાં મ્હને તમારૂં શું કામ કરીશ તે શીખવો. રાજકુળે જન્મ પામી છું, હું રાજકન્યા છું—કોઈપણ દિવસ ગવાક્ષ ખોલી બહાર જોયું નથી; આ બૃહત્, વિપુલ સંસાર જોયો નથી,—કયાં આગળ શું.દુઃખ છે તે સંબંધે કાંઇ જાણુતી નથી. સાંભળ્યું છે કે વસુંધરા દુઃખમય છે, તે દુઃખનો ત્હમારી સાથે પરિચય લઇશ.

**દેવદત્તઃ—**

મા, ત્હારી વાત સાંભળી નયનનાં જળે ઘસડાઉં છું.

**સઘળાઃ—**

અમે સઘળા પાષણ્ડ, પામર છીએ.

**માલિનીઃ—**

આજે મ્હારા મનમાં થાય છે કે જાણે મ્હારૂં હૃદય અમૃતનું પાત્ર છે—જાણે તે આ વિશ્વની ક્ષુધા મિટાડી શકે, જાણે તે સાંત્વનાના સુધાનો અનંત પ્રવાહ જ્યાં જેટલું દુઃખ હોય ત્યાં ઢાળી શકે. જુઓ જુઓ, નીલાંબરે વાદળું વ્હેરાઇ જઈ ચાંદો પ્રકાશ પામ્યો છે. કેટલું બૃહત્ લોકાલય—કેટલું શાંત આકાશ—એક જ્યોત્સ્ના વિસ્તારી કોણે સમસ્ત જગત્ છાતીએ ઉંચકી લઈ લીધું—પેલો રાજપથ, પેલી ગૃહશ્રેણી, પેલું ઉદારમંદિર—સ્તબ્ધ છાયાવાળું તરૂયુથ—આઘે નદીતીર, પૂજાના ઘંટ વાગે છે—આશ્ચર્યપુલકથી મ્હારૂં અંગ ભરાઈ જાય છે—આંખમાં જળ આવે છે, કયાંથી હું આજે જ્યોત્સ્નાલોકે, ત્હમારા આ વિસ્તીર્ણ સર્વજનલોકે આવી ?

**ચારૂદત્તઃ—**

તું વિશ્વદેવી છે.

**સોમાચાર્યઃ—**

ધિક્ પાપી રસનાને ! વેદનાથી શત ભાગે ફાટી ગઈ નહિ,—ત્હારો દેશનિકાલ માગ્યો !

**દેવદત્તઃ—**

વિપ્રગણુ, સર્વે ચાલો, જનનીને જયજયરવે રાજ-ગૃહે રાખી આવીએ.

(એક કંઠે)

જય જનનીની ! જય મા લક્ષ્મીની ! જય કરૂણામયીની !

**( માલિનીને ઘેરી દઇ સુપ્રિય, ક્ષેમંકર સિવાય સઘળાનું પ્રસ્થાન )**

**ક્ષેમંકરઃ—**

દૂર થાવ્, મોહ દૂર થાવ્ ? હે સુપ્રિય, કયાં જાય છે ?

સુપ્રિયઃ—

છોડી દે, મ્હને છોડી દે.

ક્ષેમંકરઃ—

સ્થિર થા. તું પણ શું, મિત્ર, અંધભાવે જનસ્રોતે સર્વસાથે તણાઇ ચાલી જશે !

સુપ્રિયઃ—

આ શું સ્વપ્ન છે, ક્ષેમંકર ?

ક્ષેમંકરઃ—

સ્વપ્નમાં મગ્ન હતો આટલી વાર,—હવે સબળે ચક્ષુ ઉઘાડી જાગી તાકી જો.

સુપ્રિયઃ—

ક્ષેમંકર, ત્હારૂં સ્વર્ગધામે મિથ્યા ને દેવદેવીયે મિથ્યા—આટલો વખત આ સંસારમાં વૃથા ભમ્યો. કોઇ-પણ પ્રકારની તૃપ્તિ કોઇપણ શાસ્ત્રે મળી નહિ, અંતરે હંમેશાં સંશયે ક્રન્દન કર્યું છે. આજ હું મ્હારો ધર્મ

લહ્યો છું, હૃદયની ઘણોજ લગોલગ. ત્હારો દેવતા સઘળાનો છે, શાસ્ત્રનો દેવતા મ્હારો દેવતા નથી. ત્હારો પ્રાણ ક્યાં છે, મ્હારા અંતર મહીં ક્યારે બોલે છે, તે કયા પ્રશ્નનો ઉત્તર આપે છે—કયી વ્યથાને સાંત્વના દે છે ! આજ, ત્હેં શું મ્હારી જીવન-તરણી ઉપર ત્હેની સમસ્ત જડતા હરી દઇ ચરણ રાખી ત્હેને એ કેવી ગતિ આપી ! આટલા દિવસ પછી આ મર્ત્યધરણી મહીં માનવના ઘેરે મ્હારા દેવતાને પામ્યો છું.

**ક્ષેમંકરઃ—**

હાય હાય સખે, પોતાના હૃદયે જ્યારે જાદુગર પોતાને ભુલાવે, તે સમય બહુ ભયંકર—પોતાની ઇચ્છા શાસ્ત્ર બને, અને પોતાની કલ્પના ધર્મ બને. આ જ્યોત્સ્નામયી નિશા જે સૌંદર્યથી ચોતરફ પથરાઇ રહી છે એ શું ચિરસ્થાયીજ ? કાલ પ્રાતઃકાળે શતલક્ષ ક્ષુધાઓને શતકર્મ જાળે ઘેરાશે નહિ—મહા કોલાહલથી વિશ્વરણ-સ્થળે કઠણ રણ થશે નહિ ? ત્યારે એ જ્યોત્સ્નાસુપ્તિ સ્વપ્નમાયા જેવી દેખાશે—અતિ ક્ષીણ અને અતિ છાયામય. જે સૌંદર્યમોહ ત્હારૂં હૃદય ઘેરે છે તે યે તે

જ્યોત્સ્નાસમ—ત્હેને ધર્મ કહે છે? એક વાર આંખ ઉઘાડી ચારે બાજુ ધારી જો કેટલું દુઃખ, કેટલી ગરીબાઈ, વિકટ નિરાશા! એજ ધર્મે તૃષ્ણાતુર જગતની મધ્યાહ્નપિપાસા મટાડીશ? સંસારની મહીં એ ત્હારો ક્ષીણ મોહ કામમાં આવશે, રણરંગભૂમિ પર કડકડતા તાપમાં ઉભો રહે ત્યારે પણ ઉંઘમાં મગ્ન થઈ રહેશે, સ્વપ્નધર્મ ભૂલમાં રહેશે—બીજું કાંઈ નથી? નહિ સખે.

સુપ્રિયઃ—

નહિ, નહિ.

ક્ષેમંકરઃ—

ત્યારે ધારીને ત્હારી સન્મુખે જો. બંધુ, હવે રક્ષા નથી. આ વખતે આગ લાગી છે. પુરાતન અટ્ટાલિકા બળી રાખ થશે, ઉન્નત ઉદાર, સમસ્ત ભારતખંડ જ્હેના કક્ષેકક્ષે મ્હોટો થયો છે. હજીયે બંને આંખોમાં સ્વપ્ન ઘેરાઈ રહ્યું છે.

ખાણ્ડવદહને સમસ્ત વિહંગકુળ ગગને ગગને કરૂણ ક્રંદને સ્વર્ગ સમાચ્છન્ન કરી ઉડતાં ફરતાં હતાં—છાતીએ રક્ષ-

ણીય, અક્ષમ શાવકગણને યાદ કરી હે સુપ્રિય, તે માફક ઉદ્વેગ—અધીર પિતૃકુળ નાના સ્વર્ગમાંથી આવી આશંકા-વ્યાકુળ શૂન્યે શૂન્યે આર્ત કલસ્વરે સંકટાતુર ભારતની ઉપર જરા ઉંચેજ (આસન્ન) ધૂરે છે. છતાંય સ્વપ્ને મગ્ન છે, સખે.

મનમાં યાદ કરી જો કે, આ આર્યધર્મનો મહા-દુર્ગ પુણ્ય તીર્થનગરી કાશી છે. એના ધારે પ્રહરી કોણ છે? તે શું જયારે શત્રુ સમાગત ત્યારે શું આજ સ્વપ્ને કર્તવ્ય ખસેડી દઇ બેસી રહેશે, રાત્રિ અંધારી, જયારે મિત્ર ગૃહદ્રોહી, ને પૌર પરિવાર નિશ્ચેતન? હે સુપ્રિય, આંખ ઉંચી કરી જો, વાત કર. બોલ તું શું મ્હને એકલો મૂકી પ્રલયની રાતે વિશ્વવ્યાપી આ દુર્યોગે માયાની પછવાડે ચાલ્યો જઈશ કે?

**સુપ્રિયઃ—**

કદિ નહિ, કદિ નહિ. નિદ્રાહીન આંખે ત્હારી પડખે ઉભો રહીશ.

**ક્ષેમંકરઃ—**

સાંભળ ત્યારે, સખે, હું ચાલ્યો.

સુપ્રિયઃ—

કયાં જશો ?

ક્ષેમંકરઃ—

દેશાંતરે. અહિં હવે કાંઇ આશા નથી, ઘરની ચોતરફ વહ્નિ ફેલાઇ ગઇ છે. બહારથી રકતસ્રોત મુકત કરી હોલવવી પડશે. જાઉં છું. સૈન્ય આણું છું.

સુપ્રિયઃ—

અહિંનો સૈન્યગણ તૈયાર થઈ રહ્યો છે.

ક્ષેમંકર—

આશા ફોગટ. આટલીવાર મુગ્ધ તીડોના ટોળાંની માફક તેઓ પણ સઘળા સર્વ દળબળ લઇ દગ્ધપક્ષ હુતાશને પડયા છે. એ સંભળાય જયધ્વનિ. ઉન્મત્તા નગરી આજે ધર્મની ચિતાએ ઉત્સવદીપ સળગાવે છે.

સુપ્રિયઃ—

જો ભાઇ, કઠણ પણે પ્રવાસે જઇશ, તો હું સાથે થઈશ.

ક્ષેમંકરઃ—

બંધુ, તું કયાં જશે ? તું અહિં સદા સાવધાને રહેજે; રાજભવનની સઘળી ખબર રાખજે. પત્ર લખજે જો, સખે, તું પણ આખરે નવા જાદુમંત્રે—કુહકે ભુલે નહિ, મ્હને છોડીશ નહિ. સર્વક્ષણ પ્રવાસી મિત્રને યાદ રાખજે.

સુપ્રિયઃ—

સખે, જાદુમંત્ર નવો, હું તો નવો નથી. તું પુરાતન અને હું પુરાતન.

ક્ષેમંકરઃ—

આલિંગન દે.

સુપ્રિયઃ—

આજ પ્રથમ વિચ્છેદ. ચિર દિન એક સાથે હતા. છાતીએ છાતીએ વિરહવિહીન બંને ચાલ્યા હતા–આજ તું કયાં જઈશ, હું કયાં રહીશ!

ક્ષેમંકરઃ—

વળી પાછો ત્હારા બંધુને પામીશ. માત્ર મનમાં

ભય લાગે છે કે આજ વિપ્લવનો દિવસ બહુ દુઃસમય; ધ્રુવબંધચય છિન્નભિન્ન થઇ જાય છે, ભ્રાતાને ભ્રાતા આઘાત કરે છે, મિત્ર મિત્રનો વિરોધી બને છે. અંધકારે બહાર નિકળ્યો, અંધકારે ગૃહદ્વારે પાછો ફરીશ; મ્હારા મિત્ર, જોઇશ કે કેવો દીવો સળગાવી તું ઘેર આગળ બેઠો છે. એ આશા અંતરમાં રહી છે.



# તૃતીય દશ્ય.

અંતઃપુરે મહિષી

મહિષીઃ—

અહિંયે નહિ ! માડી રે, મ્હારૂં શું થશે. કેવળ એમ કરી બીજા કેટલા દિવસ ત્હેને આંખે આંખે રાખું, ભયે ભયે રહું છું, રજનીએ ઉંઘ ભાંગી નામ લઇ જાગી જાગી ઉઠી બોલાવું છું. આંખની ઓથે હોયે મનમાં શંકા થાય છે કે મ્હારી તે સ્વપ્નસ્વરૂપિણી ક્યાંક જાણે ચાલી ગઇ. જોઉં, શોધું, તે ક્યાં સંતાઇ છે.

[પ્રસ્થાન]

( યુવરાજની સહિત રાજાનો પ્રવેશ )

રાજાઃ—

આખરે જણાય છે કે દેશનિકાલ કરવી પડી.

યુવરાજઃ—

ઉપાય જણાતો નથી. જો ત્વરાં નહિ કરો તો

મહારાજ, રાજ્ય જશે. નગર–પ્રહરી સૈન્યગણ વિદ્રોહી બન્યો છે. સ્નેહ–મોહ પરિહરી, કર્તવ્ય સાધો–માલિનીને અવિલંબે દેશનિકાલ કરો.

રાજા:—

ધીરે, વત્સે, ધીરે. ત્હેને દેશનિકાલ કરીશ,--પ્રાર્થના પુરીશ—મ્હારૂં કર્તવ્ય સાધીશ. મનમાં આણીશ નહિ કે હું વૃદ્ધ મોહમુગ્ધ છું, અંતર દુબળ છે, રાજધર્મ તુચ્છ ગણી અશ્રુજળ ખેરૂં છું.

[ મહિષીનો પુનઃપ્રવેશ ]

મહિષી:—

મહારાજ, મહારાજ, સત્ય રીતે કહો, મ્હને રડાવી ત્હેને ક્યાં સંતાડી છે? તે ક્યાં?

રાજા:—

કોણ, મહિષી?

મહિષી:—

મ્હારી માલિની?

રાજા:—

તે ક્યાં છે ? ચાલી ગઈ છે ? ત્હારા ઓરડામાં નથી ?

મહિષી:—

અરે નહિ. ત્હમે સૈન્ય દળ લઇ, જાઓ ત્હમે, ત્હેને પથે પથે, આલયે આલયે શોધો, ત્વરા કરો. અરે, ત્હમારી પ્રજાએ મળી ત્હેની ચોરી કરી છે. ત્હેમની ચાતુરી નિષ્ઠુર છે. સર્વેને દૂર કરી દો. શૂન્ય કરી દો આ નગરી, જ્યાં લગી માલિનીને પાછા નહિ આપે ત્યાં સુધીમાં.

રાજા:—

ચાલી ગઇ છે ? પ્રતિજ્ઞા કરૂં છું કે મ્હારી ખોળાની કન્યાને ખોળે પાછી આણીશ. રાજ્યને ધિક્ ! ધર્મહીન રાજનીતિને ધિક્ ! બોલાવ, બોલાવ સૈન્ય દલને.

[ યુવરાજનું પ્રસ્થાન ]

[ માલિનીને લઇ સૈન્યગણુ અને પ્રજાગણુનો

મશાલ તથા શોભા સાથે પ્રવેશ ]

બ્રાહ્મણુગણુઃ—

જય જય શુભ્ર પુણ્યશશી, વિગ્રહિણી દયા.

મહિષીઃ—

(દોડી જઇ) ઓ મા, ઓ મા, સર્વનાશી ઓ રાક્ષસી છોકરી, મ્હારી હૃદયવાસી નિર્દય પાષાણી, એક પળ પણુ છાતીથી જુદી નહિ કરૂં—છતાં ઠગી, માડી, ક્યાં ગઈ હતી ?

પ્રજાગણુઃ—

મહારાણી, તિરસ્કાર કરશો નહિ. અમારી માતા એક વાર અમારા ઘેરે આવી હતી.

ચારૂદત્તઃ—

ઓ રાણી, અમે કોણુ, કોઈ નહિ ? દેવી દયામયી માત્ર ત્હમારીજ છે ?

**દેવદત્તઃ—**

પાછી તો આણી છે પુણ્યવતી પ્રાસાદલક્ષ્મીને.

**સોમાચાર્યઃ—**

મા રે સાંભળો, હવે અમને ભુલશો નહિ. વચ્ચે વચ્ચે જાણે શ્રીમુખની વાણી સાંભળીએ, શુભકાર્યે આશીર્વાદ પામીએ; તેમ થયે પ્રાણુતરી પારાવારે ધ્રુવતારાને નિહાળી રસ્તો પામશે અને મુક્તિપારે જશે.

**માલિનીઃ—**

ત્હમો જેઓ આવ્યા છો તેઓ દૂર જશો નહિ. પ્રતિદિન રાજપુરે મળી જશો. બધાંને બોલાવી લાવશો, હું બધાને જોવા માગું છું. અહિં રહી હું ત્હમારા ઘરમાં પુરવાસી થઇ રહીશ.

**સઘળાઃ—**

અહમને સઘળાને આજ ધન્ય—આજ કાશીને ધન્ય !

**[ પ્રસ્થાન ]**

માલિનીઃ—

ઓ પિતા, આજે હું સઘળાની થઈ છું. કેવો આનંદ ઉચ્છ્વસ્યો હતો, જ્યારે સહસ્ર હૃદયો એક પળમાં ફાટી જયજયકાર ધ્વનિ ઉઠયો હતો ત્યારે !

રાજાઃ—

કેટલી સૌંદર્યમય આજની છબી. સમુદ્રમંથને જ્યારે લક્ષ્મી ઉઠયાં—ત્હેમને ઘેરી સઘળી ઉર્મીઓ, ઉન્માદ નૃત્યે મત્ત થઇ હતી તેમ જનપારાવાર ઉચ્છ્વસિત છે ને તું વચમાં લોક—લક્ષ્મી માતા છે.

માલિની--

મ્હારી મા, આ દીવાલથી મ્હને હવે સંતાડી રાખીશ નહિ, ત્હારા અંતઃપુરે હું સર્વલોકને સાથે લાવી છું, મ્હારે દેહ નથી, બાધા નથી, હું જાણે વિશ્વનો પ્રાણ છું.

મહિષીઃ—

તેજ રૂહે, વિશ્વપ્રાણ બની. માતાની પાસ સઘળાં પોતાનાં સ્હમજી રૂહે. બહાર નહિ જવું પડે, ત્હારો

બૃહત્સંસાર અહિં લઈ આવ, માતા કન્યા બંને મળી ત્હેની સેવા કરીએ. રાત્રી ઘણી વીતી છે, મા, અહિં બેસ, પોતાને શાન્ત કર—નયને પ્રાણનો જ્યોતિ નિદ્રાના આરામને દગ્ધ કરી ઉદ્દીપ્ત બળે છે. મા, જરા વિશ્રામ લે.

## માલિની.

(માતાને આલિંગન કરી) માડી, ખરેખર હું શાન્ત થઇ છું. દેહ કંપે છે. માનો સ્નેહ છોડી પ્રકાંડ પૃથિવીમાંહીં કયાં ચાલી ગઇ હતી? મા રે, મ્હારી આંખે નિદ્રા આણ.ધીરે ધીરે તું હાલરડું જે શિશુકાળે સાંભળતી તે ગા.આજે મ્હારી આંખે જલ આવે છે, વિષાદનું અંધારૂં પ્રાણ નજીક આવે છે.

## મહિષી.

વસુગણ, રૂદ્રગણ, વિશ્વદેવગણ, સઘળા મ્હારી કન્યાનું રક્ષણ કરો. મર્ત્યલોક, સ્વર્ગલોક અનુકુળ થાવો—મ્હારી કન્યાનું શુભ થાવ, શુભ થાવ. હે આદિત્ય, હે પવન, પ્રણામ કરૂં છું; સર્વ દિક્પાલગણ

માલિનીનું અકલ્યાણ દૂર કરો. દેખતાં દેખતાંમાં, આહા, શ્રાન્ત બે આંખો નિદ્રાએ બંધ થઇ છે.આહા, મરી જાઉં, દૂર હોવૂ, સઘળી બલા દૂર હોવૂ–ભયથી મ્હારૂં અંગ કંપે છે. ત્હમારી કન્યાના, મ્હારાજ આ કયા પ્રકારનો ખેલ? સમસ્ત સંસાર ત્હેના ખેલની સામગ્રી છે. ત્હને પોતાના ગૃહકોણે (ખુણે) રાખી દેશો, ત્હેના લલાટે પદ્મહસ્ત સ્પર્શી ઉંઘાડી દેશો. બાલિકાના કાણ્ડ જોઇ અવાક્ થઈ ગઇ છું. જેવું રમકડું, તેવીજ આ રમત. મહારાજ, આ વખત સાવધાન બનો. નવધર્મ, નવધર્મ ત્હમે કોને કહો છો, કોણે આણ્યો નવધર્મ, ક્યાં તેની ભૂમિ, આકાશકુસુમ? કયી મત્તતાના સ્રોતે ઘસડાઇ આવ્યો–કન્યાને માતાના ખોળામાંથી તાણી લઇ જાય ત્હેને ધર્મ કહેવાય? મહારાજ, ત્હમે એ કન્યાના ખેલમાં ભળોને, કહી દો, કે ગૃહવિપ્રગણ સઘળા મળી શાન્તિસ્વસ્ત્ય દેવાર્ચના કરે. સ્વયંવરસભા માલિનીને વાસ્તે ગોઠવો. મનપ્રમાણે વર જોઇ, રમત પુરી કરી, યોગ્ય કંઠે વરમાળા દેય–નવધર્મ દૂર થશે, જવાળા ઠંડી પડશે.



# ચતુર્થ દશ્ય.

## રાજઉપવન.

[ માલિની, પરિચારિકાવર્ગ અને સુપ્રિય ]

માલિનીઃ—

હાય, શું કહું ! તું પણ શું હે દ્વિજોત્તમ, મ્હારા દ્વારે આવ્યો છે ? શું આપીશ ત્હને ? શો તર્ક કરીશ ? ક્યાં શાસ્ત્રો આણી દેખાડીશ ? તું જે નહિ જાણે, શું હું તે જાણું છું ?

સુપ્રિયઃ—

શાસ્ત્રસાથે તર્ક કરૂં, ત્હારી સાથે નહિ. સભામાં હું પંડિત છું, પણ ત્હારા ચરણે બાળક જેવો છું. દેવિ, મ્હારો ભાર લો. મ્હારૂં જીવન જે પથે લઇ જઇશ તે પથે સર્વતર્ક પરિહરી દીપબત્તિકાના નીરવ છાયાની માફક સાથે જશે.

માલિનીઃ—

હે બ્રાહ્મણ, જ્યારે તું પ્રશ્ન કરે છે ત્યારે સઘળી શક્તિ ચાલી જાય છે, શબ્દો મળતા નથી. મનમાં બહુ

વિસ્મય લાગે છે. હે સુપ્રિય, તું પણ મ્હારી પાસે શું જાણવા આવ્યો છે?

## સુપ્રિયઃ—

જાણવાનું કશું નથી, જ્ઞાન માગતો નથી. સર્વ શાસ્ત્રો પડયાં છે, શતતર્ક કરી શત રીતિએ ધ્યાન ધર્યું છે. ભુલાવ, ભુલાવ જેટલું જાણું છું તેટલું બધું જાણેલું દૂર કરી દે. શતલક્ષ પથ છે, માત્ર આ જ્યોતિર્મયી દેવી, પ્રકાશ નથી–તેથીજસ્તો ત્હારા ઉજ્જવલ, સુંદર અંતરમાંથી પ્રકાશની રેખા માગું છું.

## માલિનીઃ—

હાય વિપ્રવર, જેટલું તું માગે છે તેટલું જાણે હું પોતાને દરિદ્રની માફક લાગું છું. જે દેવતા વજ્રાલોક હણી મ્હારા મર્મે એક દિવસ વિદ્યુન્મયી વાણી બોલ્યો હતો તે આજ કયાં ગયો? તે દિવસે, બ્રાહ્મણ, તું શા માટે આવ્યો નહિ–શા માટે આટલીવાર સંદેહે દૂર રહ્યો? વિશ્વમાં બહાર આવ્યે આજે મ્હારામાં ભય જાગે છે–હૈયું કાંપી ઉઠે છે, શું બોલીશ, શું બોલીશ સ્હમજી શકતી નથી–

મહાધર્મ-તરણીનાં હલેસાં મારનારી બાલિકા જાણતી નથી કે ક્યાં જવાનું છે. કે હું બહુ એકલી છું ને સહસ્ત્ર સંશય, બૃહત્ સંસાર, અસંખ્ય જટિલ ગુંચવાયેલા પથ, નાનાવિધપ્રાણી, દિવ્યજ્ઞાન, ક્ષણપ્રભાવત્ ક્ષણિકને માટે આવે છે. તું મહાજ્ઞાની, મ્હને મદદ લાગી શકે ?

સુપ્રિય:—

જો મ્હને માગતી હોય તો હું બહુ ભાગ્ય માનીશ.

માલિની:—

થોડી વારે નિરૂત્સાહ જાણે અંતરનો બધો પ્રવાહ રૂદ્ધ કરી દેય છે-અકારણ અશ્રુજળે બંને આંખો ઉભરાઈ જાય છે, કોણ જાણે કયી વેદનાથી. અકસ્માત આપના-પર જાણે સહસ્ત્રલોકોની માહીં દૃષ્ટિપાત પડે છે, તે દુઃસમયે તું મ્હારો મિત્ર થશે કે ? મંત્રગુરૂ બની નવ-પ્રાણ દઈશ ?

સુપ્રિય:—

આ ક્ષુદ્રજીવન નિત્ય હાજર રાખીશ. મ્હારૂં સઘળું ચિત્ત સબળને નિર્મળ કરી, બુદ્ધિ શાંત કરી ત્હારા કામે હંમેશાં એકાંત સમર્પણ કરી દઈશ.

[ પ્રતિહારીનો પ્રવેશ ]

પ્રતિહારીઃ—

પ્રજાગણ દરશન માગે છે.

માલિની—

આજે નહિ, આજે નહિ, એવી મ્હારા સઘળા પાસે વિનંતી છે; આજે મ્હને કાંઇ નથી, રિક્ત ચિત્ત વચ્ચે વચ્ચે ભરવાને માગું છું—જડતા દૂર કરવા માટે વિશ્રામની પ્રાર્થના કરૂં છું,

[પ્રતિહારીનું પ્રસ્થાન]

જે વાત સંભળાવતો હતો તે વાત—પોતાની કહાણી કહે. સાંભળી વિસ્મય લાગે છે, નવાસમાચાર મળે છે, ને મ્હારી ચક્ષુએ નવદૃશ્ય જાગે છે. ત્હમારાં જેટલ સુખદુઃખ હોય તે, ગૃહની સઘળી વાત સગાંની માફક, સઘળું જાણે પ્રત્યક્ષ જાણવા પામું. ક્ષેમંકર ત્હારો શું આંસુ થાય ?

સુપ્રિયઃ—

મિત્ર, ભાઈ, પ્રભુ. તે મ્હારો સૂર્ય, હું ત્હેનો રાહુ, હું ત્હેનો મહામોહ; તે બલિષ્ઠબાહુ, હું ત્હેનો લોહદંડ. બાલ્યકાળથી તે દૃઢ અઢળચિત્ત, હું સંશયના સ્રોતે ઘસડાએલ. છતાંયે તેણે હંમેશાં મ્હને મિત્રમોહે વક્ષમાંહે પ્રબળ, અઢળ, પ્રેમપાશે નિસંદેહ તથા વિના પરિતાપે પકડી રાખ્યો છે; જેવી રીતે ચંદ્રમા સ્નેહે, સહાસ્યે, અક્ષય કલંક અનંત ભ્રમણ પથે વહન કરે છે તેમ. વિધિના નિયમ કદિ વ્યર્થ થતા નથી; લોહમય નાવડુ પછી તે ગમે તેટલું દૃઢ હોય નહિ, તો પણ જો વક્ષતળે ક્ષુદ્ર છિદ્રને પકડી રાખે તો, એક દિવસ સંકટસમુદ્રમાંહે ત્હેને ઉપાયવિહીન ડૂબવું પડશે. ચિરન્તન મિત્ર, હું ત્હને ડૂબાડીશ, એવું લખાણુ હતું.

માલિનીઃ—

ત્હેને ડૂબાડયો છે!

સુપ્રિયઃ—

દેવિ, ત્હેને ડૂબાડયો છે. ત્હને જીવનની સઘળી વાત કહી દીધી છે માત્ર તે વાત બાકી રહી છે. જે દિવસ

દયાધર્મહીન વિદ્વેષ ગરજી ઉઠયો ત્હેને ચોતરફ ઘેરીને,– એકલી પૂર્ણ મહિમાએ ઉભી રહી, કયી રાગિણી વંશીરવે વગાડી કે જાણે મંત્રાહત થઇ વિદ્રોહે આવી ત્હારા પગતળે ફેણ નીચી નમાવી. માત્ર અટળ અંતરવાળો વિપ્ર ક્ષેમંકર પાષાણચિત્ત રહ્યો. એક દિવસ હાથ પકડી ત્હેણે મ્હને કહ્યું, "મિત્ર, હું દૂર દેશાંતરે જાઉં છું. વિદેશી સૈન્ય આણી નવધર્મને બરૂણાના કાંઠે પુણ્ય કાશીમાંથી સમૂળો ઉખેડી નાંખીશ."–અજ્ઞાત ભુવને ખાલી હાથે ચાલી ગયો. સાથે લઇ ગયો માત્ર મ્હારૂં હૃદય, અને, કઠોર પ્રતિજ્ઞા. ત્યાર પછી મ્હારૂં શું થયું–મ્હને શી વીતી તે તું જાણે છે. જાણે હું નવજન્મભૂમિ પામ્યો જે દિવસે આ શુષ્કચિત્તે તું સુધાવૃષ્ટિ વરસી. "સર્વ–જીવપર દયા"–અતિ પુરાતન વાત સઘળા જાણે છે–છતાંયે આ ભવે એ વાત લક્ષવર્ષ થયાં સંસારના સામા કિનારે બેસી રહી છે. ત્હેને પાર કરી ત્હેં સોનાની નાવડીએ આજ સઘળાનાં ઘરના દ્વારે આણી છે. હૃદય-અમૃતે તે દેવશિશુને પ્રાણદાન કર્યું છે, ત્હેણે માનવના મુખે ત્હને મા બોલી નવજન્મ લીધો છે.–સ્વર્ગ કેટલું

દૂર છે, દેવતા ક્યાં છે—કોઈપણ તે ખબર જાણે છે? માત્ર જાણું છું કે આત્મઅભિમાનને બળિ દઈ ચાહવું પડશે—વિશ્વની વેદના પોતાની કરવી પડશે—જે કાંઈ વાસના હોય તે પોતાને માટે હોય છે તેથીજ દુઃખમય છે. યજ્ઞ, હોમ, યા તપસ્યાથી કદિ મુક્તિ મળનાર નથી—મુક્તિ માત્ર વિશ્વકાર્યે. ઘેર તરફ વળી તેણે મધરાતે રડી ઉચ્ચ-સ્વરે કહ્યું,—મિત્ર,મિત્ર કયાં બહુ બહુ દૂર ગયો છે,અસીમ ધરણી-તળે ફરતો ફરી મરે છે—પત્ર આશા રાખતો હતો—પત્ર મળ્યો નથી, ખબર જાણતો નથી. હું માત્ર રાજગૃહમાહીં આવું જાઉં—ચોતરફ દૃષ્ટિ રાખું છું, વિદેશી જનોને પૂછું છું,ભયમાંને ભયમાં રહું છું—જેવી રીતે નાવિક ચકિત નયને સમુદ્રની વચ્ચે જુએ—ગગનના કયા ખુણામાં ઝોડ ઘન થાય છે.—આખરે ઝોડ એક ન્હાના પત્રરૂપે આવ્યું. તેણે લખ્યું છે—તે રત્નીવતી નગરના રાજગૃહેથી સૈન્ય લઈ રકતની સોતે બંધધર્મને ધસડાવી મૂકવા આવે છે—મગનપ્રાય પિતૃધર્મ તીરે હંકારી, રાજકુમારીને પ્રાણદંડ દેવા આવે છે.—પ્રચંડ આઘાતે તે પ્રાચીન પાશ નિમેષમાત્રમાં તોડ્યો. રાજાને મેં પત્ર દેખાડ્યો. મૃગયાના છળે રાજા છાનામાના

સૈન્યબળસાથે ત્હેના પર હુમલો કરવા ગયા છે. હું અહિં પૃથ્વી તળે ગબડું છું—મ્હારા પોતાના મર્મે પોતાના દાંત બેસાડું છું.

### માલિની:—

હાય, ત્હેં તેને અહિં મ્હારા ગૃહદ્વારે સૈન્ય સાથે કે'મ આવવા દીધો નહિ? આ ઘેરે તે પૂજ્ય અતિથિની માફક આવી પ્રવેશ કરત—સુચિરપ્રવાસી ત્હેને સ્વદેશ પાછો ફરત.

[ રાજાનો પ્રવેશ ]

### રાજા:—

આવ હે સુપ્રિય આલિંગને! ખબર મળતાં અનુકુળ ક્ષણે પ્હોંચ્યો હતો. ક્ષેમંકરને વિના કલેશે કેદ કર્યો છે. તલમાત્ર વિલંબ થયે પછી સ્તુપ રાજગૃહશિરે ભયંકર વજ્રઝણઝણાટ કરી પડત, જાગવાનો કદિ અવસર પામત નહિ. મ્હારા બાંધવ, આવ આલિંગને, તું આત્મીય—સગો છે.

સુપ્રિય :—

ક્ષમા કરો, મહારાજ મ્હને ક્ષમા કરો!

રાજા:—

પ્રિય બંધુ! માત્ર શૂન્ય આત્મીયતા નહિ! મનમાં એવી વાત આણીશ નહિ કે ત્હારો બદલો માત્ર રાજ-આલિંગને પુરો થાય છે. કયું ઐશ્વર્ય માગે છે? કોણ નવું સન્માન ત્હારે માટે સૃજન કરીશ? મ્હને કહે!

સુપ્રિય :—

કંઇ નહિ, કંઇ નહિ, દ્વારે દ્વારે ભિક્ષા માગી ખાઇશ.

રાજા:—

સત્ય કહે, રાજ્યખંડ લઇશ?

સુપ્રિય :—

રાજ્યે ધિક્!

રાજા:—

અહો! ત્યારે સમજ્યો, કયું મણ જીતવાને માગે છે, કયો ચાંદો હાથમાં મેળવવા માગે છે? સારૂં, ઇચ્છા

પુરીશ, અભય (વચન) આપું છું. કયી અસંભવ આશા મનમાં છે, બોલી બોલ! ભાષા ક્યાં ગઇ!—વધારે દિવસ નહિ, વિપ્ર, તે શું યાદ આવે છે કે આ કન્યા માલિનીના દેશનિકાલ માટે તું અગ્રવર્તી હતો. આજે ફરીવાર તે પ્રાર્થના કરીશ શું? રાજદુહિતાનો દેશનિકાલ પિતૃગૃહેથી? સાધનાને અસાધ્ય કાંઈ નથી—વાંછા સિદ્ધ થશે—દિલમાંહીં ભરોસો બાંધ.—સાંભળ ત્યારે—જીવન-પ્રતિમે વત્સે,—જેણે ત્હારો પ્રાણ રક્ષ્યો છે—તે વિપ્ર ગુણવાન સુપ્રિય, સર્વપ્રિય, ને પ્રિયદર્શન છે, ત્હેને—

સુપ્રિય:—

ક્ષાંત બનો, હે રાજન્ ક્ષાંત બનો! અયિદેવી, આ જન્મના ભક્તિ ઉપહારે ઇષ્ટ દેવતાને પોતાના ઘેરે પામ્યો છું—કેટલો ગરીબ—તેવી રીતે જો મ્હારી દેવીને પામત—નિરવધિ ધન્ય થઈ રહેત. રાજહસ્તેથી પુરસ્કાર? શું કર્યું છે? મ્હારૂં આશૈશવબંધુત્વ વિક્રય કર્યું છે—આજે ત્હેના વિનિમયે સાથે મુકી પોતાના આલયે પરિપૂર્ણ સાર્થકતા લઇ જઇશ? તપસ્યા કરી જન્માંત સુધી

પરમસિદ્ધિ માગીશ—જો જન્માંતરે પામું તો, તેજ સખાને—મિત્રનો વિશ્વાસ તોડી સપ્તસ્વર્ગલોક મેળવવા માગતો નથી.—તું પૂર્ણકામ દેવી છે, ત્હારા અંતરના મહત્વને સેવી અનન્ત શાંતિ મેળવી છે,—હું દીન, હીન છું ને પોતાના ભારે પથે પથે અદૃશ્ય, આધીન ને શ્રાંત બની રખડી મરૂં છું. બીજું કાંઇ માગીશ નહિ—જે નિખિલમય—જગત્‌મય શુભકામના આપે છે તેની એક કણી અભાગાને યાદ કરી મનમાં મનમાં આપજે.

માલિનિ:—

અરે રમણીનું મન, વક્ષમાંહી ક્યાં બેસી મધ્યાન્હ નર્જનનીડે પ્રિય-વિરહિતા કપોતીના જેવું ક્રન્દન કરે છે ?–પિતા, બોલો બન્દીનો ન્યાય શો કર્યો છે ?

રાજા:—

ત્હેને પ્રાણદંડ થશે.

માલિની:—

ક્ષમા કરો–એવી મ્હારી ત્હમારી આગળ (ત્હમારા પગને) એકાંત પ્રાર્થના છે.

રાજા:—

રાજદ્રોહી, ત્હેને ક્ષમીશ, વત્સે ?

સુપ્રિય:—

કોણ કો'નો આ સંસારે ન્યાય કરે ! મહારાજ, તે શું ત્હમારી સમાનતા માગતો હતો ? તે જાણતો હતો કે ત્હમે ધર્મવિદ્રોહી છો, તેથીજ તે પોતાના બળે આપનો ન્યાય કરવા ખાતર આવતો હતો. જ્હેનામાં વધારે બળ તે ન્યાયાધીશ. જો તે આજ દૈવક્રમે જીતત–તો તે ન્યાયાધીશ સજાય બેસત ને ત્હમે અપરાધી હોત.

માલિની:—

મહારાજ, ત્હેનો પ્રાણ બચાવો ! ત્યાર પછી ત્હમારા હિતૈષી મિત્રને યાદ કરી જે ઇચ્છા હોય તે આપો. તે આદર કરી તે લેશે.

રાજા:—

શું ક્હે છે, સુપ્રિય ? મિત્રને મિત્રદાન કરીશ ?

સુપ્રિય:—

નરપતિ, ત્હારૂં અનુગ્રહઋણ ચિર દિન સ્મરણે રહેશે.

રાજા:—

કિન્તુ તે પહેલાં એકવાર ત્હેનું વીરત્વ પરીક્ષા કરી જોઇશ. જોઈશ કે મરણુ ભયે કર્તવ્યનું બળ ચળે છે કે નહિ. મહત્વની (અગ્નિ) શિખા નક્ષત્રની માફક જવલે,—દીવો ઝોડથી હોલવાઇ જાય, તારા હોલવાઈ જાય નહિ—તે વાત પછી થશે. ત્હારા મિત્રને તું મેળવીશ, વચ્ચે હું ઉપલક્ષ્ય (માત્ર) તે દાનથી મન તૃપ્તિમાનતું નથી—હજીયે દઈશ—પુરસ્કાર કહીને નહિ,—રાજાનું હૃદય ત્હેં જીત્યું છે—ત્યાંથી હૃદયનું સર્વોત્તમ રત્ન તોડી લે.—કન્યા, કયાં હતી આટલા દિવસ આ શરમ! બાલિકાનાં લજ્જા, ભય, શોક દૂર કરી અમ્લાનપ્રકાશ અને દુઃસહ ઉજ્જવલતાની દિપ્તિ પાથર કયાંથી આવી આજે અશ્રુબાષ્પે છલછલ કંપાયમાન કરતી લાજ—જાણે દીપ્તહોમહુતાશન શિખા છોડી હમણાંજ સ્નિગ્ધ સુકુમારી દ્રુપદ-દુહિતા બહાર આવી.

(સુપ્રિયની પ્રતિ) ઉઠ, પદતળ છોડ વત્સ, છાતીએ આવ. સુખ અસહ્ય દુઃખની માફક વિહ્વળ કરે છે.

અવસર આપ, (કે જેથી) આનંદ ભરી (રીતે) પ્રાણ-પ્રતિમાના મુખશશધરને માત્ર ક્ષણકાળ સુધી એકાંતે જોઉં

[સુપ્રિયનું પ્રસ્થાન]

(સ્વગત) ઘણા દિવસ પછી મ્હારી માલિનીનું ભાલ લજ્જાના પ્રકાશથી રંગાએલ (દેખાય છે). ઉષાનું કપાળ જ્યારે રંગીન થઇ જાય, સ્હમજાય કે, ત્હેના સૂર્યના ઉદય થવાને વધારેવાર નથી, આ રંગીન આભાસ જોઇ મ્હારૂં હૃદય આનંદે ભરાઈ જાય છે—મનમાં સ્હમજ્યો કે જાણે અમારી કન્યા આટલી વાર પછી વિકસી ઉઠી છે—દેવી નહિ, દયા નહિ, તે ઘરની છોકરી.

[પ્રતિહારીનો પ્રવેશ]

પ્રતિહારી:—

જય મહારાજ, કેદી ક્ષેમંકરને દ્વાર આગળ લાવવામાં આવ્યો છે.

રાજા :—

ત્હેને આણો.

[ બેડી પ્હેરાવેલ ક્ષેમંકરનો પ્રવેશ ]

નેત્ર સ્થિર, ઉર્ધ્વ શિર, ભ્રુકુટીની ઉપર તોફાન હિમાદ્રિશિખરે સ્તંભિત થયેલ શ્રાવણ માસના તોફાનની માફક આવી રહેલું છે.

માલિની:—

લોઢાની બેડી જાણે એ લજ્જા—વિકળ અંગ ઉપર ધિક્કાર માને છે. મહત્વનું અપમાન અપમાનથી મરે છે. ઇન્દ્રતુલ્ય આ મુર્તિ જોઇને આ પ્રાણ ધન્ય માનું છું.

( કેદીની પ્રતિ ) શું નિકાલ થયો છે સાંભળ્યો છે ?

ક્ષેમંકર:—

મૃત્યુદંડ.

રાજા:—

જો પ્રાણ પાછો દઉં, ક્ષમા કરૂં તો ?

ક્ષેમંકર:—

કર્તવ્યનો ભાર પુનર્વાર ઉપાડી લેવો પડશે,—જે રસ્તે ચાલતો હતો, ફરી તે પંથે જવું પડશે.

રાજા:—

બચાવ માગતો નથી કોઈ પ્રકારે! બ્રાહ્મણ, જીવનની મમતા ત્યાગી પ્રસ્તુત થા. આ વેળાએ (ત્હારી) જે કોઇ પ્રાર્થના હોય તે માગી લે ત્યારે.

ક્ષેમંકર:—

બીજું કાંઇ નહિ, માત્ર મિત્ર સુપ્રિયને જોવા માગું છું.

રાજા:—

( પ્રતિહારીની પ્રતિ ) ત્હેને બોલાવી લાવ.

માલિની:—

છાતીએ હૃદય કંપે છે. કયી જાણે એ મુખ ઉપર વજ્રસમ ભયંકર પરમશક્તિ છે. પિતા, રક્ષા કરો; સુપ્રિયને આણો નહિ.

રાજા:—

શા માટે મા, અકારણે શંકિત બને છે? કાંઈ ભય નથી.

[ ક્ષેમંકરની નિકટ સુપ્રિયનું આગમન ]

ક્ષેમંકર:—

(આલિંગનની ના પાડીને)રહેવા દે,રહેવા દે,જે બોલવાનું છે તે પ્હેલાં થઇ જવા દે—પછી પ્રણયસન્માન

થશે.—અહિં આવ. સખે, જાણે છે કે હું શબ્દોમાં ગરીબ છું—વધારે શબ્દો મુખમાંથી આવતા નથી. અધિક સમય નથી, મ્હારો ન્યાયવિચાર નકકી થયો છે—હવે માત્ર ત્હારો ન્યાયવિચાર એમાં જાણવા માગું છું. મ્હારી આગળ કૂહે કે, આ કામ શા માટે કર્યું ?

સુપ્રિયઃ—

એક શ્રેષ્ઠતમ મિત્ર છે, તે મ્હારા આત્માનો નિશ્વાસ, બધું છોડી ત્હેનો વિશ્વાસ રાખ્યો છે, પ્રાણ સખે, તે મ્હારો ધર્મ.

ક્ષેમંકરઃ—

જાણું, જાણું ધર્મ ત્હારો કોણ છે. તે પેલું સ્તબ્ધ અંતરજ્યોતિર્મય મુખ, દૈવવાણી રાજા—કન્યા રૂપે મૂર્તિ મતી છે, સખે, ચતુર્વેદથી પિતૃધર્મ દૂર કરી દઈ પેલા નેત્રાલોકે ત્હેં આહુતી દીધી છે. તે ત્હારો ધર્મ. તે પ્રિયમુખે ત્હેં આજ નવાં ધર્મશાસ્ત્ર રચ્યાં છે.

સુપ્રિયઃ—

સખે, સત્ય સ્હમજ્યો છે. મ્હારો ધર્મ દીન મર્ત્ય-લોકે એ નારીમર્તિ ધારણ કરી અવતરેલ છે. આટલા

દિવસ શાસ્ત્ર મ્હારી આગળ અંધ, જીવન–વિહીન હતાં; પેલી બે આંખોમાં જે ઉજ્વલ શિખા જલે છે તે પ્રકાશે વિશ્વશાસ્ત્રે લખ્યું પડયું છે કે જ્યાં જ્યાં પ્રેમસ્નેહ-દયા ત્યાં ધર્મ, ત્યાં માનવ અને ત્યાં માનવનું ઘર સ્હમજ્યો કે, ધર્મ માતારૂપે સ્નેહ દે છે, ને પુત્ર રૂપે સ્નેહ પાછો લે છે;—દાતા રૂપે દાન કરે છે, ને દીન રૂપે તે ગ્રહણ કરે છે;—શિષ્ય રૂપે ભક્તિ કરે છે, ને ગુરૂ રૂપે આશીર્વાદ દે છે; પ્રિયા બની પાષાણ અંતરે પ્રેમ–ઝ્હેણ વાળી લે છે, ને અનુરક્ત–ખુશી થઇ સર્વ સમર્પણ કરે છે. ધર્મે વિશ્વલોકાલયે ચિત્ત જાળ નાંખી છે,—નિખિલ ભુવન પ્રેમક્રોડે તાણે છે,—તે મહા-બંધને મ્હારા અંતરને આનંદ વેદનાથી ભર્યું છે, તે ઉષારૂણુને કરૂણવદને ઇચ્છું છું. એ મ્હારો ધર્મ.

ક્ષેમંકર—

મ્હેં શું એને દીઠી ન્હોતી! મ્હેં પણ શું મુહૂર્તના ઉંઘનાં ઘેરે ન્હોતું ધાર્યું કે અનાદિ ધર્મ નારી–મૂર્તિ ધારણ કરી કઠણ પુરુષમનને સ્વર્ગ તરફ જોરથી લઇ જવા આવ્યો છે? ક્ષણવાર મુગ્ધ હૃદયમાં શું સ્વપ્નાવેશ ન્હોતો જન્મ્યો? અપૂર્વ સંગીતે મ્હારી છાતીની

પાંસળીઓ સહસ્ર બંશીની માફક—ક્રંદન કરવા લાગી, સર્વ સફળતા, જીવનના યૌવનની આશાકલ્પલતા જડાઇ જડાઇને મ્હારા અંતરે અંતરે એક નિમેષ મહીં જાણે પુત્રપુષ્પથી ભરાઈ જઇ મોર આવ્યો. છતાં શું માયાના બંધને સબળે ચીર્યો નહિ કે ચાલી નહિ ગયો શું ? દેશદેશ ને ધારેધારે, ને ભિક્ષુકની માફક હીન હસ્તોથી થએલ શત અપમાન માથે ચડાવ્યાં નહિ શું ?—સહ્યો નહિ શું આ જન્મના તું મિત્રનો વિરહ હંમેશાં ?— જ્યારે સિદ્ધિ મળવાની લગોલગ—ત્હેં અહિં બેસી શું કર્યું—રાજગૃહમહીં સુખાલસે શું દીર્ઘઅવસરે ઈચ્છા પ્રમાણે ધર્મ સૃજન કર્યો છે ?—

સુપ્રિય:—

અરે મિત્ર, આ ભુવન બૃહત નથી શું ? નથી શું અસંખ્ય જનો ને વિચિત્ર સ્વભાવો ? કોનું શું પ્રયોજન, તું શું તે જાણે છે ? ગગનમાં અગણ્ય તારા રાત્રિ રાત્રિના શો વિવાદ ચલાવે છે, ક્ષેમંકર ? તે પ્રમાણે કેટલાઓ ધર્મ પોતાની જ્યોતિ પ્રકટાવી જાગે છે તેમાં કાંઈ ખોટ છે.

ક્ષેમંકર:—

હવે મિથ્યા શા માટે મિત્ર. સમય પુરો થયો છે, વાકયને લઇ શા માટે મિથ્યા ખેલ, બીજો તર્ક નથી.

સત્ય મિથ્યા નિર્વિરોધે પાસે પાસે રહે એટલી જગ્યા આ અનંત ભવે નથીજ નથી. હે સુપ્રિય, જ્યાં ડાંગર અન્નરૂપે ચિર દિન ઉગે છે ત્યાં ત્હેની વચ્ચે કાંટાનો નવરોપો રોપશે, એટલો પ્રેમ; સર્વપ્રેમી નથી. ચિર દિવસનો વિશ્વાસ યોગ્ય પ્રણય હતો ત્હેની વક્ષ માંહી વિશ્વાસઘાત આણીશ, મ્હારા મિત્ર, ઉદારતા એટલી બધી ઉદાર! કોઇ ધર્મને લઇ જુલમ સહન કરે, યા કોઇ અકાળે, અસ્થાને ચોરની માફક મરે, તો કોઇ ધર્મના વ્રત નિષ્ફળ કરી સન્માન અને સુખે જીવતો રહે, આ ધરણીતળ આવા વિપરીત ધર્મો એક વક્ષે વહે—એટલું મોટું, દૃઢ કદિ નથીજ નથી.

સુપ્રિયઃ—

(માલિનીના પ્રતિ ફરીને) હે દેવિ, ત્હારોજ જય. પોતાના પદ્મ કરે જે પવિત્ર શિખા ત્હેં મ્હારા અન્તરમાં જલાવી છે—આજ ત્હેની પરીક્ષા થઇ—તું વિજયી થઇ. સર્વ અપમાન ભાર, સઘળા નિષ્ઠુર ફટકા ગ્રહણ કર્યા. વિદીર્ણ હૃદયમાંથી રક્ત ઝરાની માફક ઉચ્છ્વસી ઉઠે છે, છતાંય સમુજ્જવલ ત્હારી શાન્તિ, ત્હારી પ્રીતિ, સુમંગળ, અમ્લાન, અચળ દીપ્તિ સર્વોપરી વિરાજે છે, જય દેવિ, ભક્તની આજ પરીક્ષા થઇ,—ક્ષેમંકરં,

તું પ્રાણ દઇશ,—મ્હારા ધર્મને વાસ્તે મ્હેં પ્રાણના કરતાં અધિક પ્રિય ત્હારા પ્રણય, ત્હારા વિશ્વાસનું દાન કર્યું છે. ત્હેની આગળ પ્રાણભય શતવાર તુચ્છ છે.

ક્ષેમંકરઃ—

આ પ્રલાપવાણી છોડ. જે મૃત્યુ છે ત્હેમનેજ ધર્મ-રાજથી ઓળખું છું,–ધર્મની પરીક્ષા ત્હેમની આગળ છે. મિત્રવર, ત્યારે પાસે આવ, મ્હારો હાથ પકડ, ચાલ આપણે બંને ત્યાં એક સાથે જઇએ,–જેમ તે બાલ્યકાળે–તે શું યાદ આવે છે,—કેટલા દિવસ સારી રાત્રિ તર્કવિતર્ક કરી, આખરે પ્રભાતે બંને ગુરૂની શોધમાં કોણ ખરૂં ને કોણ ખોટું તે નિર્ણય કરવા જતા! તેમ પ્રભાત થાવ્! સઘળા સંશય લઇને આજ અસંશય ધામે જઇએ, ને મૃત્યુની પાસે બંને સખા દક્ષિણે અને વામ બાજુએ બંનેના જેટલા પ્રશ્નો હોય તે લઈ ઉભા રહીએ. ત્યાં પ્રત્યક્ષ સત્ય ઉજ્જવલ ને ઉન્નત છે;—પળવારમાં લગભગ પર્વત જેવા વિચાર વિરોધ બાષ્પમાફક કયાંય ચાલ્યા જશે! બંને મૂર્ખો એક બીજા તરફ તાકી જોઇ આનંદે હસીશું. સઘળા કરતાં મ્હોટી ચીજ, આજે જે મનમાં હોય ત્હેને મૃત્યુની સન્મુખ રાખી જો.

સુપ્રિયઃ—

મિત્ર, તેમ થાવ્.

ક્ષેમંકરઃ—

આવ ત્યારે, આવ છાતીએ. બહુ દૂર ગયો હતો, ત્યારે પાસે આવ, જ્યાં અનંત કાળ સુધી વિચ્છેદ થાય નહિ. લે ત્યારે મિત્રકરતે કરૂણ ન્યાય—આ લે.

[બેડીદ્વારા સુપ્રિયના મસ્તકે આઘાત અને ત્હેનું પતન.]

સુપ્રિયઃ—

દેવિ, તવ જય. [મૃત્યુ]

ક્ષેમંકરઃ—

(મૃતદેહની ઉપર પડીને) આ વખતે બોલાવો, ઘાતકને બોલાવો.

રાજાઃ—

(સિંહાસન છોડીને) કોણ છે રે! ખડ્ગ આણ.

માલિનીઃ—

મહારાજ, ક્ષેમંકરને ક્ષમો.

(મૂર્ચ્છિતા.)

સમાપ્ત.

# પરિશિષ્ટ.

**અટ્ટાલિકા:**—ઈંટ-ચૂનાથી બાંધેલું મકાન. ઈંટથી બાંધેલું ઘર.
**આકાશકુસુમ:**—ઝાંઝવાંનાં જળ, મૃગજળ.
**આર્ત:**—દોદરો (સ્વર).
**આંખે આંખે:**—આંખો આંખ, કોઇને આંખ આગળ રાખવું તે.
**ગવાક્ષ:**—ગાયની આંખના જેવી ગોળ બારી.
**ગૃહશ્રેણી:**—ઘરોની હાર.
**તર્ક-સૂચિ:**—( સૂચિ=સોય (દરજીની)) સોયની અણીના જેવી તીક્ષ્ણ તર્કની દલીલો.
**દગ્ધ પક્ષ:**—(દગ્ધ=બળેલી+પક્ષ=પાંખ) જેની પાંખો બળેલી-તૂટેલી હોય તે.
**ધ્રુવબંધચય:**—અખંડ બંધથી બંધાયેલ સમુહ.
**નિરાપદ:**—આપદવિનાનું, નિર્વિઘ્ન.
**પુરસ્કાર:**—બદલો, વિનિમય.
**બચ્ચી:**—પોતાનાં છોકરાંને બોલાવવાનો લાડકવાયો શબ્દ ( બચ્ચુ ઉપરથી ).
**વરૂણા:**—વરૂણા=વારણ નદી. (વારણ+અસિ=વારાણસી, એટલે કાશી.)
**માડી—:**'ડ' નીચે મીંડું મૂકવાથી 'ડ' નો 'ળ' ઉચ્ચાર હિન્દી તેમજ બંગાળી વિગેરે અન્ય ભાષામાં થાય છે; તે ઉચ્ચારે.
**જ્ઞાનાલોક:**—( જ્ઞાન+આલોક=પ્રકાશ ) જ્ઞાન પ્રકાશ

# શુદ્ધિપત્ર.

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૧૦ | કતા | કર્તા |
| ૯ | ૫ | આત્માહ્લાદ | આત્મહ્લાદ |
| .. | ૧૪ | ઐહિકને તાર્કિક | ઐહિક ને તાર્કિક |
| ૧૨ | ૫ | તીર્થપયટને | તીર્થપર્યટને |
| ૧૫ | ૨ | માડી | માડી |
| ૧૯ | ૬ | બહારનાં | બહારના |
| ,, | ૧૩ | જનની ત્હારાં | જનની, ત્હારા |
| ૨૬ | ૮ | દ્વિધામય | દ્વિધામય |
| ૨૭ | ૪ | ખરો પણ | ખરો, પણ |
| .. | ૧૩ | લલિત | લાલિત |
| .. | ૧૬ | કરેલાં | કેટલાં |
| ૨૮ | ૧૦ | કાર્ય મિદ્ધ— | કાર્ય સિદ્ધ,— |
| ૩૧ | ૭ | સુખ સંપિત્ત | સુખસંપત્તિ |
| ૩૮ | ૧ | યાદ કરી હે... | યાદ કરી. હું... |
| ,, | ૭ | ધારે | ધારે |
| ૪૦ | ૩ | લખજે | લખજે. |
| ૪૯ | ૪ | કન્યાના | કન્યાનો |
| ,, | ૫ | ત્હેને | ત્હેને |
| ૫૧ | ૬ | તેટલું બધું | તેટલું, બધું |
| ૫૨ | ૫ | લાગી શકે ? | લાગીશ કે ? |

| | | | |
|---|---|---|---|
| ,, | ૧૭ | સબળને નિર્મળ | સબળ ને નિર્મળ |
| ૫૮ | ૬ | વાંછા | વાંચ્છા |
| ,, | ૯ | રહેને | તહેને |
| ૬૦ | ૧૧ | નર્જનનીડે | નિર્જનનીડે |
| ,, | ,, | કેન્દન | ક્રન્દન |
| ૬૧ | ૧૧ | ત્યાર પછી | ત્યારપછી |
| ૬૨ | ૧૭ | (માત્ર) | (માત્ર). |
| ,, | ૨૨ | દ્વિપ્તિ પાથર | દીપ્તિપાથર |

